# પારસમણી

## ભજન સંગ્રહ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.
જેશીંગભાઇ મોતીલાલ શાહની કંપની.
ઠે. રીચીરોડ--અમદાવાદ.



અમદાવાદમાં--શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં શા.
અમરતલાલ જેશીંગભાઇએ છાપ્યા.



આવૃત્તિ ૧ લી    પ્રત ૨૦૦૦
સંવત ૧૯૬૯    સને ૧૯૧૩



કીંમત ૦-૮-૦

# પારસમણી ભજન સંગ્રહ

---

## ભજન ૧

સંતો અમો વહેવારીઆ, શ્રી રામનામના રે; (ટેક.)
વેપારી આવે છે બધા, ગામ ગામનારે. સંતો૦ ૧
અમારૂં વસાણુ સંતો, સૌકોને ભાવે; (૨)
અઢારે વરણ જેને હોરવાને આવે. સંતો૦ ૨
વાખ કરોડે લેખા નહી, ને પાર વિનાની પુંજી; (૨)
હોરવું હોયતો હોરી લેજો, કસ્તુરીછે સોંઘી. સંતો૦ ૩
આવરો ને ખાતાવઇમાં, લક્ષ્મીવરનું નામ; (૨)
ચીઠીમાં ચત્રભુજ લખીયા, નરસિંહાનું કામ. સંતો૦ ૪

## ભજન ૨

જેને ઘેર હરીજન હરિજશ ગાય,
તે તો નિત્ય ગંગામાં નાય; (૨)
અડસઠ તીરથ ગુરૂને આંગણે, (૨)

દુર ગયે શું થાય. જેને૦ ૧
ધ્રુવ નાહ્યા પ્રહલાદ નાહ્યા,
હેતે નાહ્યા હનુમાન; (૨)
પ્રીત કરી પરીક્ષત નાહ્યા, (૨)
જોગી શુકદેવ ગાય. જેને૦ ૨
સહુ સંત મળી ધારણુ બાંધ્યું,
જ્ઞાન ગંગા તોલાય; (૨)
જપ તપ તીરથ જોડે મળ્યા, (૨)
તેમાં સર્વ સાધન મળી જાય. જેને૦ ૩
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી.
હેતે હરીના ગુણ ગાય;
જ્ઞાન ગંગાનો મહિમા મોટો,
મુખે કહ્યો નવ જાય. (૨) જેને૦ ૪

ભજન ૩

હરીનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને.
સુત વિત્ત દારા શીશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહિ પડ્યા મરજીવા જોને.
મરણ આગમે ભરે મુઠી, દીલની દુગ્ધા વામે જોને;

તીરે ઉભો જુવે તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ પામે, દેખનહારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહીં સ્હેલ જોને;
મહા પદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતા માતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન દેખે જોને;

ભજન ૪

હરિને ભજતાં હજુ કોઇની લાજ, જતાં નથી જાણીરે;
જેની સુરતી સામળીયા સાથ, વદે વેદ વાણીરે (ટેક)
વહાલે ઉગાર્યો પ્રહલાદ, હિરણકશ્યપ માર્યોરે, (૨)
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણને સંહાર્યોરે. હ૦
વહાલે નરસિંહમહેતાનો હાર, હાથોહાથ આપ્યોરે, (૨)
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યોરે;
વહાલે મીરાં તે બાઈનાં ઝેર, હળાહળ પીધાં રે, (૨)
પાંચાળીનાં પુર્યાં ચીર, પાંડવ કામ કીધાં રે. હ૦
આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઇ કરશે રે,(૨)
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોના દુઃખ હરશેરે. હ૦

## ભજન ૫

તારા મનમાં જાણે છે મરવું નથી રે,
એવો નિશ્ચય કર્યો નીરધાર.
તેમાં ભુલી ગયો ભગવાનને રે. ટેક.
ધન દોલત નારી ને ઘણા દીકરા રે. (૨)
ખેતીવાડી ઘોડીને દરબાર. તેમાં૦ ૧
મેડી મંદીર ઝરૂખાને માળિયા રે, (૨)
સુખદાયક સુંદર સેજ. તેમાં૦ ૨
ગાદી તકીયાને ગાલ મશુરીયા રે, (૨)
અતિ આડ કરે છે એજ. તેમાં૦ ૩
નીચી ખાંધ કરીને નમતો નથી રે, (૨)
એવું સાધુ સંગાથે અભિમાન. તેમાં૦ ૪
વરમાળી મોહનજી મુરતિ રે, (૨)
તેની સાથે ન લાગેલ તાન. તેમાં૦ ૫
પાપ અનેક જન્મનાં આવી મળ્યાં રે, (૨)
તારી મતિ મલીન થઇ મંદ. તેમાં૦ ૧
દેવાનંદના વહાલાને વીસરી ગયો રે, (૨)
તારે પડયો મળે જેમ ફંદ. તેમાં૦ ૭

## ભજન ૬

તારે માથે નગારાં વાગે મોતનાં રે,
નથી એક ઘડીનો નીરધાર;
તોય જાણ્યા નહીં જગદિશને રે. ટેક.
મોટા મેલીને રાજ મરી ગયા રે, (૨)
જોને જાતાં ન લાગી વાર. તોય૦ ૧
તારૂં જોબન ગયું જય મારતું રે, (૨)
માથે કાળા મટી ગયા કેશ. તોય૦ ૨
અંતકાળે લેવાને જમ આવીયા રે, (૨)
તેનો ભાળી ભયંકર વેશ. તોય૦ ૩
રોમ કોટિ વીંછુ તણી વેદનારે, (૨)
દુઃખ પામ્યો તું દૈવના ચોર. તોય૦ ૪
સગા સ્વારથી મળ્યાં સૌ લુંટવા રે, (૨)
તેનું જરાએ ન ચાલે જોર. તોય૦ ૫
જીભ ટુંકી પડીને તુટી નાડીયો રે, (૨)
થયું દેહ તજ્યાનું તત્કાળ. તોય૦ ૬
દેવાનંદ કહે નવ જાણ્યા નાથને, (૨)
મળ્યો મનુષ્યનો દેહ વિશાળ. તોય૦ ૭

---

ભજન ૭

સુખ છે તમારા શરણુમાં, હો શામળીયાજી,
એ મારા ગુરૂએ કહ્યું કરણુમાં, હો શામળીયાજી. (ટેક)
જપ તપ તીરથ ચારે પદારથ (૨)
એ મારા ગુરૂજીના ચરણુમાં, હો શામળીયાજી. સુખ૦
પ્રેમે કરીને મારે મંદીર પધારો વહાલા, (૨)
ન જોશો જાત કુળ વરણુમાં, હો શામળીયાજી, સુખ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ વહાલા, (૨)
આડે આવજો મારા મરણુમાં, હો શામળીયાજી, સુખ૦

ભજન ૮

સુખ દુઃખ મનમાં ન આણીયે, ઘટ સાથે રે ઘડીયાં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથના જડીયાં. સુખ.
નળરાજા સરીખો નળ નહી, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળ્યું અન્ન ને પાણી.
પાંચ પાંડવ સરખા બાંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નીંદ્રા ન આણી.
સીતા સરખી સતી નહી, જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી.
રાવણ સરખો રાજીયો, જેની મંદોદરી રાણી;
દસ મસ્તક છેદાઇ ગયાં, બધી લંકા લુંટાણી. સુખ૦

હરીશ્ચંદ્રરાય સતવાદીઓ, તારા લોચની રાણી;
તેને વિપત્તિ બહુ પડી, ભર્યા નીચ ઘેર પાણી. સુખ૦
સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતરજામી;
ભાવટ ભાંગી ભુધરે, મહેતા નરસઇનો સ્વામી. સુખ૦

ભજન ૯

હરિજન થઇને,હાણ વરધ સુખદુઃખ મનમાં ન ધારીએ
ટાળ્યાં નહીંજ ટળે,ઘટ સાથે ઘડીયા હીંમત નવ હારીએ
જુઓ કદરજ મહા દુઃખીયા કહાવ્યા રે, (૨)
કદી સુખ દુઃખ મનમાં નથ લાવ્યા રે; (૨)
તોય મોહનના મનમાં ભાવ્યા રે. હરિજન૦ ૧
જુઓ પાંડવ પ્રભુને અતિ પ્યારા રે, (૨)
પલ એક ઘડી નવ રહે ન્યારા રે; (૨)
તોય વન ભટકયા સંગ લઇ દારા રે. હરિજન૦
વસુદેવ દેવકીજી બેઉ બંધ રહ્યા રે, (૨)
બહુ કાળના બંધન દુર થયાં; (૨)
પ્રભુ પુત્ર થયાને દુઃખ દુર થયા રે. હરિજન૦
એવું સમજીને હરખ ને શોક તજીયે રે, (૨)
એક તાર મન થઇ પ્રભુને ભજીયે રે; (૨)
કહે મુક્તાનંદ હરિને ભજીયે રે. હરિજન૦

## ભજન ૧૦

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય,
ડહાપણ કોઇનું કામ ન આવે;
કરોને કોટિ ઉપાય, હાં રે હાં રે કરોને. પ્રભુ૦ ૧
ભીમ. અરજુન, સહદેવ, નિકુળ,
પાંચમા ધર્મ કહેવાય;
એ પાંચેના દેખતાંજી રે,
સતી તે કેમ લુંટાય. પ્રભુ૦ ૨
રામ જેવા સત પુરૂષ કહીએ,
ને તે પણ વનમાં જાય;
સતી સીતાને કલંક ચઢાવ્યો,
તો રાવણ શીર રોળાય. પ્રભુ૦ ૩

## ભજન ૧૧

જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે;
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે;
ધનીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃ૦
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો જંત્ર વગાડે જંતરી, તેવો સ્વર નીસરે. કૃ૦
જેવું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;

તેમાં ફેર પડે નહીં કોઇથી, શાદ કુટાઇને મરે. ફ૦
તારૂં ધાર્યું થાય એટલું, હરી ઇચ્છા અનુસરે;
સદાકાળ એ રીત નીમે નહી, શીદ હું પણ મનમાં ધરે.
થવાનું અણુચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે;
રાખ ભરોસો રાધાવરનો, દયા તું શીદને ડરે. ફ૦

## ભજન ૧૨

સર્વ તજીને ભજીયે શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાના આધાર જો;
ભાંગે સંકટ કુડારે સંસારના,
જેના નામે ઉતરીયે ભવપાર જો સર્વ૦ ૧
અપરમાને વચને ધરૂવજી વન ગયા,
નારદજીએ દીધો છે ઉપદેશ જો;
જ્ઞાન ભક્તિ વૈરાગ તે મનમાં આણીયાં,
પ્રભુ ભજ્યા કાંઈ ત્યાં જઇ બાળે વેશજો. સર્વ૦
દૈત્ય પુત્ર પ્રલ્હાદજીને આગે થયા,
લાગ્યો કાંઇ પિતા પુત્રનો વાદ જો;
સ્થંભ થકી પ્રગટ્યા રે નરસિંહ રૂપ ધરી,
શ્રી મહાપ્રભુજીએ દીધો તેને સાદજો સર્વ૦ ૩
લાખાગ્રહમાં પાંડવને આવી મળ્યા,

ભક્તજનોને દીધી છે ઘણી ધીરજો;
સમરણ પહેલાં આવ્યાં છો રે તમે સદા,
ભક્ત રે જન ઉગાર્યા પાંચે વીર જો. સર્વ૦ ૪
સુદામાનું હરિદ્રચપણું તો જાણીયું,
મુષ્ઠિક તાંદુલ આરોગ્યા મહારાજ જો;
દાસ દયાના પ્રભુજી એ કરૂણા કીજીયે,
ભક્ત રે જનના કીધા કોટીક કાજ જો. સર્વ૦ ૫

ભજન ૧૩

ધન્ય જેણે હરિ ગુણ ગાયા, સંસારીયામાં ધન્ય૦
બીજા સૌ જાણજો ભવાયા, સંસારીયામાં ધન્ય૦
હાથી ઘોડા ને સુખપાલ બેડે શું થયું, (૨)
શું થયું મેળવી માયા. સંસારીયામાં ધન્ય૦
કંઠ સાહીને જમ કાઢશે પલકમાં, (૨)
દુર રહેશે સુત વિત્ત જાય. સંસારીયામાં ધન્ય૦
દય, પ્રીતમ ભજો નંદના કુંવરને, (૨)
સફળ થાશે તારી કાયા. સંસારીયામાં ધન્ય૦

ભજન ૧૪

પ્રેમ વિષે.

વહાલો પ્રેમને વશ થયા રાજી રે,

એમાં શું કરે પંડીત ને કાજી રે. વહાલો૦
કરમાબાઇનો આરોગ્યા ખીચડો,
ને વિદુરની ખાધી ભાજી;
જુઠા બોર શવરીના ખાધા,
વહાલે છપ્પન ભોગ મેલ્યા ત્યાગી રે. વહાલો૦
વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા,
ને કેળાં આણ્યાતા માગી;
ગર્ભ કાઢી નાંખીને છાલ ખવરાવવા;
વહાલે તો એ ન જોયું જાગી રે. વહાલો૦
ગુણકા હતી તે પોપટ પઢાવતી,
ને તેમાંથી લેહ લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા,
એની સંસારની ભ્રમણા ભાગી રે. વહાલો૦
ભક્તની લોક નિંદા કરે,
ને જગત થયું છે બહુ પાજી;
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામી,
માથે ગીરીધર રહ્યા છે ગાજી રે. વહાલો૦

ભજન ૧૫

જે કો પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે ટેક.

સિંહણુ કેરૂં દુધ હોય તે, સિંહણુ સુતને જરે (૨)
કનક પાત્ર પાવી સહુ ધાતુ, ફોડીને નાસ રે પ્રેમ૦
સક્કરખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે; (૨)
ક્ષીરસિંધુનું માછલડું જ્યમ, મીઠાજળમાં મરે પ્રેમ૦
સોમવેલ્લી રસ પાન શુદ્ધ, જે બ્રાહ્મણુ હોય તે કરે; (૨)
વગ'ગ વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે પ્રેમ૦
ઉત્તમ વસ્તુ અધિકાર વિના મલે, તદપિ અર્થ ન સરે;
મચ્છભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ન ભરે. પ્રેમ૦
એમ કોટિ સાધને પ્રેમ વિના, પુરૂષોતમ પુંઠ ન ફરે;
દયા પ્રીતમ શ્રીગોવરધન ધર, પ્રેમ ભક્તિો તરે. પ્રેમ૦

## ભજન ૧૬

રામ બાણ લાગ્યાં હોય તે જાણે,
બોલ્યા મુરખ મનમાં શું આણે; (ટેક.)
ધરૂવને લાગ્યાં પ્રહલાદને લાગ્યાં,
તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યાં,
એ તો વેદ વચન પ્રમાણે. રામ૦
મોરધ્વજ રાજાનું મન હરી લેવા,
હરિ આવ્યા જે ટાણે;

લઇ કરવત મસ્તકપર મેલ્યું,
ને પત્નીપુત્ર બેઉતાણે રામ૦
મીરાંબાઈ પર ક્રોધ કરીને,
રાણોજી ખડગજ તાણે;
વિખના પ્યાલા ગીરધરલાલે આરોગ્યા,
એ તો અમ્રતને ઠેકાણે રામ૦
નરસિંહ મેહેતાની હુંડી સ્વીકારી,
ખેપ ભરી ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા,
એવું ધનો ભગત ઉર આણે રામ૦

ભજન ૧૭

મારે વરતો વિઠ્ઠલ વરવું છે રે,
હાં હાં રે મારે વરતો-
બીજાને મારે શું કરવું રે. મારે૦
નંદના કુંવર સાથે નેડલો બંધાણો હાં (૨)
મારે ધ્યાન ધણીનું ધરવું છે રે,
હાં હાં રે મારે ધ્યાન બીજાને૦
અવર પુરૂષની મારે આશ કરવી રે હાં (૨)
મારે છેડલો ઝાલીને ફરવું છે રે,

હાં હાં રે મારે છેડલો. બીજાને૦
સંસાર સાગરમાં મોહજળ ભરીયો રે, હાં (૨)
મારે તારે ભરોંસે તરવું છે રે,
હાં હાં રે મારે તારે. બીજાને૦
બાઇ મીરાં કહેછે પ્રભુ ગીરધરના ગુણ હાં; (૨)
મારે રાસ મંડળમાં મરવું છે રે,
હાં હાં રે મારે રાસ. બીજાને૦

ભજન ૧૮

શ્રી વલ્લભ વિઠલ શ્રીજી સ્વામી, શામળીઆ વાલા;
સઘળું સમજો છો અંતરજામી. નંદલાલા૦
ભય તો લાગે છે મુજને ભારી, શામળીઆ વાલા;
અંતકાળે શી વલે થાશે મારી. નંદલાલા૦
સેવા સ્મરણ ના ભાવે કીધું, શામળીઆ વાલા;
રંક સાધુને દુઃખ દીધું. નંદલાલા૦
હીણો શાસ્ત્રીય સહુ ધર્મે, શામળીઆ વાલા;
પરિપુરણ છું હું કર્મે. નંદલાલા૦
સહુ જાણે છે ભક્ત સાચો, શામળીઆ વાલા;
પાખંડી પુરાતનથી કાચો. નંદલાલા૦
બાહ્ય ગ્રહાની લાજ ધરજો, શામળીઆ વાલા;

પીડા ન પામું એવું કરજો. નંદલાલા૦
સન્મુખ લોચનમાં આવી રહેજો, શામળીઆ વાલા;
દોષ ન જોશો દરશન દેજો. નંદલાલા૦
શ્રીમુખ બોલ્યા તે સાચુ કરજો, શામળીઆ વાલા;
દુઃખ દયાના સર્વે હરજો. નંદલાલા૦

ભજન ૧૯

કાયા જીવને કહે છે રે, સુણો મારા પ્રાણપતી;
મેલી મુજને ક્યાં જાઓછોરે; આ વગડામાં અથડાતી.૧
જીવ તમારા લીધે રે, ચાલુ છું હું મદમાતી;
તમ વિના નહિ મારા રે, આ દેહીના સંગાથી. ૨
જ્યારે તમેજ જોશો રે, ત્યારે તો મારી શી રે ગતી;
જ્યારે જાવુંજ હતું રે, ત્યારે તો પ્રીત કરવી નહોતી૩
ઘણાં લાડ લડાવ્યા રે, ભેગી બેશીને જમતી;
હવે કેમ તરછોડી રે, આવી કેમ ફરી મચી. ૪
કોઈક ગુરૂજ મળીઆ રે, અગમગર જેની ગતી;
કરશે બ્રહ્મ સ્વરૂપે રે, એ હું જાણતી નહોતી. ૫
એ દેવ નીરંજન રે, મુળે મંગળ મુરતી;
તારો ભેદ ન જાણ્યો રે, એવી તારી અકળગતી. ૬
મારી કરણી ના જોશો રે, હું કરજોડી કરગરતી;

મેલ્રી માયાને ચેતન રે, ચાલ્યા અમરાવતી. ૭
દાસ નારણસીંગ કહે છે રે, માયા પછે રહી રોતી;
ગુરૂ ગોવિંદને ભજશે રે, થશે તેની સત્ય ગતી. ૮

ભજન ૨૦

જીવ કાયાને કહે છે રે, હું પંખી છું પરદેશી;
અમે કયાંસુધી રહીએ રે, નથી અહિંના રહેવાશી. ૧
તારા તે મોહના ફંદમાં રે, પડી અમને ફાંસી;
તારી વાસના લીધે રે, ફર્યાં લખ ચોરાશી. ૨
ગુરૂએ સમજ પાડી રે, જોયું સરવે તપાસી;
નીરખ્યા બ્રહ્મ સ્વરૂપને રે, પોતાનું રૂપ પ્રકાશી. ૩
મારી કેડજ મેલો રે, શાને કરો છે ઉદાશી;
તમને તિરથ કરાવ્યા રે, શ્રી ગંગાને કાશી. ૪
થયા રૂપ અરૂપ રે, માયા ત્યારે દુર ખશી;
ભળ્યા તેજમાં તેજ રે, હરી જેને ગયા વશી ૫
દાસ નારણસીંગ કહે છે રે, અચળ થયા અવીનાશી;
ગુરૂ ગોવિંદને ભજશે રે, અમરાપુરના વાશી. ૬

ભજન ૨૧

જોડું રે એક મેના પોપટનું, પાંજરૂ આ કાયા કંચનનું
મેના માયા હરીની દાસી, ચેતન પોપટજી અવીનાશી

જુઓને અંતરમાં પ્રકાશી. જોડુ૦ ૧
કારીગર પુરા કેહેવાતા, પચરંગી પાંજરૂ ગડંત
તેના માંહી પોપટજી રહેતા, જોડુ૦ ૨
ચેતનનું તો તેજ ઘણુરે તપે, શોભે પરબ્રહ્મની રૂપે;
બેઠારે માંહિ મહા મંત્રને જપે. જોડું૦ ૩
મેનારેમાયાપોપટનીનજરેપડીપોપટજીનુંમનડુંલઇહરી,
પોપટજીની મત સમુળગી ફરી. જોડુ૦ ૪
મેંનારેતુંતોઆવનેઓરી,મારીનેતારીસરખીબંને જોડી
મેનાએ નાંખી મોહ તણી દોરી. જોડુ૦ ૫
હવેરેમેંના કહેછે પોપટને, આવીને હુંતો વરીછું તમને
રખેને દગો દેતાજી અમને, જોડુ૦ ૬
એવુંરેસુણીપોપટથયોબેહાલ,તેમમેંનાકરેજઇવ્હાલ
મેંનારે તને કરવાનો હું ન્યાલ. જોડુ૦ ૭
હવેરેમેંનાપોતેમનમાંહસી,હુંતોપેલાપોપટનેરૂદિએવસી
એનેરે લેઇ ફેરવું ચોરાશી. જોડુ૦ ૮
પોપટજીતો ભણવુંએભુલીગયા, જઇને પેલી મેંનાના
વશમાં રહ્યા.
પોપટજી હવે મોહ દરીઆમાં વહ્યા જોડુ૦ ૯
હવેરે મેંનાપોપટજીબંનેને, બેઠારેહતો કાળ બલાડો હને;

જઈને પેલા પોપટજીને હણે. જોડું૦ ૧૦
હવેરે પોપટને લાગ્યું ખારૂં, પેલુરેસુખકયાંરેગયું મારૂં;
પડે છે મારે મરવું ને અવતરવું, જોડું૦ ૧૧
ચેતનમટી જીવ સ્વરૂપે થયા, જ્યારે પેલી માયાના
વશમાં રહ્યા.
માટેરે લખ ચોરાશીમાં ગયા, જોડું૦ ૧૨
નારણસીંગ ગુણચરણનિ આશ, માયા થકી થઈને
બેઠોછું નિરાશ.
આપોને હરી ચરણ કમળમાં વાસ. જોડું૦ ૧૩

૨૨

નાથકેસે ગજકોબંધ છોડાયો એહીઅચરત મોહેઆયો
ગજ ઓરગ્રહભડત જળભીતર લડતલડતગજ હારયોં
જબપુર સુઢ રહિ જળ ઉપર, તબહરી નામ પોકારાયો૧
સવરીકેબોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો
દુરજોધનકો મેવોહિ ત્યાગ્યો ભાજી વીદુર ઘર પાયો ૨
પેડ પતાળ કાળી નાગ નાથો, ફેણ પર નરત કરાયો
ગીરી ગોવરધન કરપર ધારયો નંદઘેર લાલ કહેવાયો૩
અગાશુર મારયો બગાસુર માર્યો દાવાનળ પાન કરાયો
સ્થંભ ફોડી હિરણાકસ્યપમાર્યો નરસંગ નામ ધરાયો૪

અજામેમ ગજ ગુણકા તારી, ધરૂપતીકો ચીર બનાયો
પયપાન કરતા પુતના મારી કુબજાકો રૂપ બનાયો ૫
દુરજોધનકો માન ઘટાયો, મોરો ભરૂશો આયો,
સબ સખીયન મીલી કંગનબાંધ્યો રેશમગાંઠ બંધાયો૬
છુટે નહી રાધાજીકો કંગન કેસે ધનુષ ઉડાયો
ખોલ કોટ પાદલ ધાયો ગરૂડકુ નાજ સંતાયો ૭
છુટે નહી રાધાજીકો કંગન ઓ બલ કીહારે છુપાયો
જોગી જાકો ધ્યાન ધરતહે ધ્યાન ધરત નહીં આયો
સુરદાસ પ્રભુ નિહારો મીલકુ જસોદાકી ધેન ચરાયો

૨૩

દયા ધરમ નહીમનમે, મુખડા કયા દેખે દરપણમે;ટેક.
જબલગ ફુલ રહે ફુલવાડી, બાસ રહે નીજ ફુલનમેં
એકદિન એસી હો જાવેગી, ધાન ઉડેગી તનમે. ૧
ચુવાચંદન અબીર અરગજા, શોભો ગોરે તનમેં;
ધન જોબન ડોંગરકા; પાની ઢાલ જાવેગા ખીનમેં. ૨
નદીયાં ગેરી હરી નાવ પુરાની, ઉતરે ચાહે સંગમે;
ગુરૂ મુખ હોયશો પાર ઉતરે, નુગરા ડુબે ઉનમે. ૩
કવડી કવડી માયા જોડી, સુરત હરી નિજ ધનમેં;
દશ દરવાજે ઘેર લીએ જમ, રહીં ગઇ મનકીમનમેં ૪

પગડીયાં બાંધે પગ સવારે, તલ ઝુલા ઝુલ પેમે;
કહે કબીરા શુણુ ભાઇ સાધુ, એ કયા લડ રહેમતમેં. ૫

૨૪

જ્યાં જોશે ત્યાં દુખીયાં બાબા, એ કયા લડ રહ મનમે
જોગી દુખીયા જંગમ દુખીયાં, તપશીકુ દુખદુનાં;
આશા મનશા સ પ વ્યાપી, કોઇ પહેલ નહીં સુના. ૧
રાજા દુખીયા પ્રજા દુખીયાં, દુખીયાં ઘર બૈરાગી;
દુખ કારણુસેં શુકદેવને, ઉંદરી માયા ત્યાગી. ૨
સાચા કહેતો સબ જગ દુખીયા, જુઠા કહી ન જઇ;
બ્રહ્મા વીષ્ણુ શંચર દુખીઆ, જીને શ્રષ્ટી જમાઇ. ૩
ધુત દુખીયા, અબધુત દુખીયા હઇ ધન રંકા;
કહેત કબીરા નહીએ દુખીયા જીને મનકુ જીતા. ૪

૨૫

ધન્ય ડાકોર રૂડુ ગામ, વસે મારો વહાલોરે,
શામળીઓજી ચતુર સુજાણ, તેને જોવા ચાલોરે. ૧
બહુ બોડાણાની પ્રીતે; પ્રભુ પધારયારે,
અહીંઆં આવી ઉતમ કીધા, કેઅધમઓધારયાંરે. ૨
ઘણા પાપી તે પાવન થાય દરશન કરતાંરે,
દુખ જનમ મરણનાં જાય, સામા ડગ ભરતાંરે, ૩

એવો આનંદ રૂપી અખંડ અંતર જામીરે,
વહાલો પ્રેમ તણે વશ થાય, પ્રીતમજીનો સ્વામીરે ૪
એતો ભક્તીતણે વશ થાય, પ્રીતમજીના સ્વામીરે;

૨૬

ગોવિંદજી પ્રાણ અમારોરે મને જુગ લાગ્યો ખારોરે
મુને મારો રામજી ભાવેરે બીજો મારી નજરેન આવે
મીરાંબાઇના મોહોલમાંરે હરિ, સંતનકો વાસ,
કપટીથી હરી દુર વસેરે, મારા સંતન કેરા પાસ. ૨
રાણોજી કાગળ મોકલેરે; દેજો મીરાંને હાથ,
સાધુની સંગત છોડીદો. તમો રાખો દુનીઆમાં લાજ.૩
મીરાંબાઈ કાગળ મોકલેરે દેજો રાણાને હાથ,
સાધુની સંગત કબહુ નાછોડુ, નહી રહુ તમારીપાસ.૪
વીખનો પ્યાલો રાણે મોકલ્યોરે. દેજો મીરાંને હાથ,
અમ્રત કરી મીરાંપીગયાંરે, જેનો હરીએઝાલ્યો હાથ.૫
સાંઢવા સાંઢ સણગારજેરે, જાવું શો શો કોસ
રાણાજીના દેશમાંરે જળરે પીવાનો દોષ, ૬
ડાબો ઇહલો મેવાડનોરે, મીરા ગઇ પુરવ માંય
સરવ છોડી મીરાંનીસરયાં, જેનુ મનડુંનમાયા માંહી.૭
સાસુ અમારી સુખમાણુરે, સસરો પરમ સંતોષ

જેડ જુગોજુગ જીવજો મારો નાવડીઓ નીરદોષ ૮
ચુંદડી ઓઢુ તારે રંગ ચુવેરે રંગ સોરંઝી હોય
ઓઢું હુ કાળો કાંબલો દુજો ડાઘ ન લાગે કોય. ગો.૯
મીરાં હરીની લાડણુંરે રેહેતી સંત હજુર;
સાધુ જનને દલતેશુ પેઝ્રો દલ કપટીશે દુર ગો० ૧૦

૨૭

માગતમાંખણરોટી, ગોપાળપ્યારે માગતમાંખણરોટી,
મેરે ગોપાલજીકુ રોટીબનાઉ, એક છોટીનેબીજીમોટી;
મેરેગોપાળજીકુબિહાકરૂગી, બ્રખુભાનનીબેટી ગોપાળ
મેરેગોપાળજીકુ મંગીઓબનાદઉ, માથે ફલંકી ટોપી
બાઇ મીરાં કહે ગણુ ગીરધરના ગુણ, ચરણ કમળ
ચીત જોતી.

૨૮

વાટ જુવે છે મીરાં રાંકડી ઉભી ઉભી;
મુનીવર સ્વામી મારે મંદીર પધારો,
વાલો સેવાકરે છે દીન રાતડી, ઉભી ઉભી વાટ. ૧
ફુલના તે હાર ને ફુલના તે ગજરા,
ફુલના તોરારે ફુલ પાંખડી. ઉભી ઉભી વાટ. ૨
પ પકવાન મીઠાઇચોાંરે મેવાને,

૨૩

ઘેબર જલેબી તલ સાંકળી, ઉભી ઉભી વાટ. ૩
લવીંગ સોપારીને પાનનાં બીડાં રે,
એલચી દોડાને તજ પાબડી. ઉભી ઉભી વાટ૦ ૪
સાગ સોનાનાં સોગઠાં ઢાળ્યાં રે,
રમવા આવે તો જાય રાતડી. ઉભી ઉભી વાટ૦ ૫
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ,
જોતાં ઠરે છે મારી આંખડી. ઉભી ઉભી વાટ૦ ૬

૨૯

મુખડાની માયા લાગી રે મોહન તારા. ટેક૦
મુખડું મેં જોયું તારૂં સરવે જુગ થયું ખારૂં;
મન મારૂં રહ્યું ન્યારૂં રે મોહન તારા. ૧
સંસારીનું સુખ એવું ઝાઝુવાના નીર જેવું;
તેને તુ છે કરી ફરિએ રે મોહન તારા. ૨
સંસારીનું સુખ કાચું પરણીને રંડાવું પાછું;
તેને ઘેર શીદ જઇએ રે, મોહન તારા. ૩
પરણુ તો પ્રીતમ પ્યારો, અખંડ સોભાગ્ય મારો,
રાંડવાનો ભે ટાળ્યો રે મોહન તારા. ૪
મીરાંબાપ કહે બલીહારી, આશા એક મને તારી;
હવે હું તો બડભાગી રે, મોહન તારા. ૫

૩૦

લેને લેને લાવ જીવને, જોતાં નહીં મળે; (૨) ૧
કસ્તુરી ને કેવડો લઈ તેલમાં તળે;
આવો રૂડો મનખો મેલી ભુતમાં ભમે. લેને૦ ૨
મોતી સરખો દાણો લઇને ઘટીમાં દળે; (૨)
બાવળીઆનું બીજ વાવે, આંબો નહીં ફળે. લેને૦ ૩
સંત બોલાવે બોલતો નથી, અભીમાનમાં ફરે;
મારી ધક્કે આગળ કરશે, વેઠે ભાર ભરે. લેને૦ ૪
માયા તને મીઠી લાગે ગોળસે ગળી; (૨)
નરભેરામના સાથમાં તો કુળ નહીં મળે. લેને૦ ૫

૩૧

હોલો હોલી કહે છે રે, પ્રભુજી મારી વારે ચઢો;
બચ્ચાં મારા મારે રે, તળે આવી બીલ્લ ખડો. ટેક.
બાણ તાણીને ઉભો પારધી, ને ઉપર આવ્યો બાજ;
પોતામાંથી સરપ જો નીશરે, તો વણસે મારાં કાજ;
ગરૂડના ગામી રે આંટી રખે રહો. હોલો૦ ૨
કહેતામાંજ પરવરીયાને શરપતમાં નીરવાણ,
પારધીને તો પગે રે ડસીયો, તતક્ષણ લીધા એનાપ્રાણ;
ત્યાંથી બાણ છુટો રે બાજ આવી હેઠે પડયો. હો૦ ૩

કઠણ વેળામાં કામજ આવે, જે ભજનકરોતોભવજાય,
એવા સમરથ સ્વામીને મુકીને, કોના પુજુ પાય;
ગુનેહગાર તારો રે તુળશીદાસ ખરો. હોસ્ત્રો॰ ૪

૩૨

બાનાની પત રાખ પ્રભુ તારા બાનાની પત રાખ;
બાનારે માટે જો દુઃખદેશો તો, કોણ જપશે તારો જાપ.
રોહીદાસની તમે પાતરી લીધીને નવજોઇ જાતકે ભાત;
શેનાનીમાટે સનમુખ રહીને તમે નાઈકહેવાયાહોનાથ.
પ્રલ્હાદની પ્રતીપાલણ પાળીને સ્થંભમાં પુર્યો વાસ;
તાતી કડા તમે શીતલ કીધી, સુધનવાને કાજ.
પંચાળીના પટકુળ પુર્યાંને, રાખી સભામાં લાજ;
સાગરમાંથી બુડતો રાખ્યો, રામ કહેતા ગજરાજ.
ઝેર હતાં તેનાં અમ્રત કીધાને, આલ્યા મીરાંને હાથ;
મહેતાને મંડળીક મારવા આવ્યો ત્યારે કેદારો લાવ્યા
મધરાત.
ભક્તાનાં તમે સંકટ ભાગ્યાં ત્યારે દ્રઢ આવ્યો વીશ્વાસ;
તુળશીનાસ્વામીનેકહ્યું કરજોડીપુરોઅંતઃકરણની આશ.

૩૩

ફરી ભજવાનું ચોઘડીયું રે, તને ફરી ફરી ક્યાં મળશેરે;
ચોંપ કરીને ચેતી લેજો, ભવના તારણ તરશો રે. ૧

મનુસ્યા દેહ તો મટી જશેને, પશુ પંખી અવતરશો રે;
વરણાગીમાં વાટ ઉઠશે, કેઇ ખાણે રડવડશો રે. ૨
દુઃખ લાગે તો વહેલું લાગો, ઉંધે ઉંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો તો, શું બોલ્યો શું પાળ્યું રે. ૩
જોબન જાશે ને જરા આવશે, નેનનાસાકાગળશે રે;
સગાં સનેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશે રે ૪
હરી નામ તો હારી બેઠો વીખીયામાં વીંટાયો રે,
આ અવસર તો રૂડો કરાયે, પાપ ન કરશો પ્રાણીરે.
કલ્યાણ કહે તે કહ્યું રે, ન માને પથરા ઉપર પાણીરે. ૫

૩૨

ગઉચારી ઘેર આવે,વાલાજી મારો ગડિચારી ઘેરઆવે;
હાથમાં લાકડીયાંને ખભેકામળીયાં,મીઠી મોરલીબજાવે.
ગુંજુ ફરહાર મનોહર, મોર મુગટ શીર સોહીયે;
સ્વામીતણી સુંદરતાજોઇજોઇ વરજવીનતામનમોહીગે.
કુમકુમ કેરા છટા છેવરાયું, મોતીડે ચોક પુરાવું;
નરસઇયાનાસ્વામીમંદીરપધારે,સેરીયેતેપુલડાંનેવેરાવું.

૩૫

ચાલો જઇયે દરશાન કરવા, ઠાકોરમાંઠાકોરબીરાજેછે;
દીનોનાથ દયાળ દામોદર, દરસનથી દુઃખ ભાગેછે ટેક.

પહેલું દુઃખ બ્રહ્માનું ભાગ્યું શંખાસુરને મારીને,
સંખ નારાયણ બેટમાં બેઠા વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છ રૂપે સાગર મથિયો ચૌદ રત્ન બહાર કાઢીને,
અમ્રત તો અમરોને પાયુ વિખ પાયુ વિષ ધારીને.
વરાહ રૂપે પૃથ્વિ લાવ્યા આદ્ય નિરંજન આજે છે,
દીનોનાથ દયાળ દામોદર દરશાનથી દુઃખ ભાગેછે. ૧
પ્રલ્હાદની પ્રતિપાળ પાળવા, નરસિંહ રૂપ ધર્યું,
હિરણ્યાકસ્પુ નખે વધેર્યો, વિધિનું વાક્ય સફળ કર્યું;
વામનરૂપે બળિને ચાંપ્યો, ઇંદ્રિરાયનું કાજ કર્યું,
છબિલો છડીદાર થઇઉભા, બળિરાજાનું ભાગ્યભળ્યું.
ફરશી ગ્રહી નક્ષત્રી કીધી, જૈ કુકણુ બિરાજે છે,
દીનોનાથ દયાળ દામોદર, દરશાનથી દુઃખ ભાગેછે. ૨
અનેક દુઃખ દેવતાના ભાગ્યાં, રાજા રાવણ મારીને;
વિભીષણને લંકા આપી, પથરા પાળજ તારીને;
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને,
મોરલીમાં મહા મોહ પમાડ્યાં, ત્રણ લોક નરનારીને.
બુદ્ધારૂપે જગન્નાથજી, જગમગ જોત બિરાજે છે,
દીનોનાથ દયાળ દામોદર દરશાનથી દુ'ખ ભાગેછે. ૩
અકળકળા નવખંડમાં વ્યાપી ઘટઘટમાંતમોરમીરહ્યા.

ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણાપર કરી દયા;
ગંગાબાઇના ગુણ વખાર્યા, સવા વાલથી ઓછા થયા,
ભક્તિ જાણી સારંગ પ્રાણી, ગુગળી પાછા ઘેર ગયા.
માખણિયો આરો છે સારો, લીંબડો મીઠો લાગે છે,
દીનોનાથ દયાળ દામોદર, દરશનથી દુઃખભાગેછે. ૪
ઉંચુ દેવળ શીખર ઉપર ધોળી ધજા ફર ફરે;
જે દરવાજે નોબત વાજે, રત્નાગર ત્યાં ગડગડે;
ગોમતી તીરે સંગમ નીરે, સંઘ આવી ત્યાં પડાવ પડે,
આઠે દહાડે શુકરવારે, વાલમનો વરઘોડો ચડે.
રણછોડ રસિયો સૌમાં વસિયો, સૌને માથે ગાજે છે,
દીનોનાથ દયાળ દામોદર દરશનથી દુઃખભાગે છે. ૫
ઉત્તર દક્ષિણ પુરવ પશ્ચિમના, લોક દરશને આવે છે;
મોટા મોટા સંઘવી થઇને, સંઘ ડાકોરમાં લાવે છે;
નયણે નરખું હઇડે હરખું, રૂપ ઉપર જાઉં બલિહારી,
શંખ ચક્રને પદમ બિરાજે ગદા ધરી છે ગિરધારી.
શાકર માખણ તુળશીનીમાળા,રાય રણછોડનેચડાવેછે,
દીનોનાથ દયાળ દામોદર દરશનથી દુઃખ ભાગે છે. ૬

૩૬

માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે,

ઝુલે લાડકડા પુરૂષોતમ આનંદ ભેર;
હરખી નરખીને ગોપીજન જાયે વારણે,
અતિ આનંદ શ્રીનંદજીને ઘેર. માતા૦ ૧
હરીનાં મુખડાં વારૂ કોટીક ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વીસાળ કપોળ;
દીપક જ્યોતી દીપે સુંદર નાશીકા,
કોમળ અધર અરૂણુ છે રૂડા રાતા ચોળ. માતા૦ ૨
મેઘ સ્યામ કાન્તી ભ્રકુટી છે વાંકડી,
ખીટળીયાળા ભાર ઉપર ઝુમ કેશ;
હસતાં દંતુડી દીસે બેહુ હીરાકણી,
જોતાં વાજે કોટીક મદન મોહન વેશ. માતા૦ ૩
સીંહ નખ જડેલું સુવર્ણ શોભે સાંકળું,
નાજુક આભ્રણ સઘળાં કંચન મોતીહાર;
ચર્ણ અંગુઠો ધાવે હરજી બે હાથે ગ્રહી,
કોઈ બોલાવે તો કરે કીલા કીલાકાર. માતા૦ ૪
લાલ લલાટે કીધો કુમકુમ કેરો ચાંદલો,
શોભે જડીત્ર જાણે મસ્તક મણીની માળ;
જનની જુગતે આજે અણીયાળી બેઉ આંખડી,
સુંદર કાજળ કેરૂં ટપકું કીધું ગાલ. માતા૦ ૫

સરવે સોનાનું જડીત્ર મણીમય પારણું,
ઝુલાવે રૂમઝુમ વાજે ઘુઘરીનો ઘમકાર;
માતા વિધવિધ વચને હરીગુણ ગાયે હાલડાં,
ખેંચે ફુમતીયાળી રેશમ દોરી સાર. માતા૦ ૬
હંસ કારંડને કોકીલ પોપટ પારણે,
બપૈયા ચકોરને કાંઇ સારસ મેના મોર;
રમકડાં મુકયાં રમવાને મોહનલાલને,
ઘમઘમ ઘુઘરડા વજાડે નંદકીશોર. માતા૦ ૭
મારા કહાનાની સમાણી કન્યા લાવશું,
મારા લાલને પરણાવીશ મોટે ઘેર;
મારો જાયો વરરાજા થઇ ચોડે બેસશે,
મારો કહાનો કરશે સદાય લીલાલહેર. માતા૦ ૮
મારો લાડકવાયો સખામાં રમવા જશે,
સારી સુખડી હું આપીશ હરીને હાથ;
જમવા વેળા રૂમઝુમ કરતો ઘેર આવશે,
હું તો ધાઇને ભેટાડીશ રૂદયા સાથ. માતા૦ ૯
જેને શેષ સંકર સરખા પાર પામે નહિ,
નેતી નેતી કહે છે નીગમ વારોવાર;
તેને નંદરાણી હુલરાવી ગાયે હાલરું,

નથી એના ભાગ્યતણો કંઇ પાર. માતા० ૧०
વ્રજવાસી સઉ સરવેથી સુભાગી ઘણાં,
તેથી નંદ જસોદા કેરૂ ભાગ્ય વિશેષ;
તે સરવેથી ગોપીજનનું ભાગ્ય અતિ ઘણું,
જેની કરે પરીક્ષા બ્રહ્મા શીવને શેષ. માતા० ૧૧
ધન્ય ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જસોમતી,
ધન્ય ધન્ય વંદ્રાવન જ્યાં હરી કેરો છે વાસ;
સદા જુગલ કીસોરે ત્યાં લીલા કરી,
સદા બલીહારી જાય છે દયારામ દાસ. માતા० ૧૨

૩૭

ચીત તું શીદ ચીંતા ધરે કૃષ્ણને કરવું હોય તે કરે,
સ્થાવર જંગમ જડ ચેતનમાં માયાનું બળ ઠરે;
સ્મરણ કર શ્રીકૃષ્ણનું જન્મ મરણ જાય હરે. ૧
નવમાસ પ્રાણી શ્રીકૃષ્ણનું, ધ્યાન ગર્ભમાં ધરે;
માયાનું આવરણ કર્યું, ત્યારે લખ ચોરાશી ફરે. ૨
તું અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. ૩
દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે;
જેવો મંત્ર વગાડે જંત્રી, તેવો સ્વર નીસરે. ૪

થનાર વસ્તુ થયા કરે, જ્યમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણીપેરે જાશે, જ્યમ ગજ કોઠુ ગળે. ૫
જેનું જેટલું જે જ્યમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહીં કોઇથી, શીદ કુટાઇ મરે. ૬
તારૂં ધાર્યું થાતું હોય તો, સુખ સંચે દુઃખ હરે;
આપણનું અજ્ઞાનપણું, એ મુળ વીચારે ખરે. ૭
થવાનું અણચીંતવ્યું થાશે, ઉપનીષદ આચરે;
રાખ્ય ભરોંસો રાધા વરનો, દયા શીદને ડરે. ૮

૩૮

હરી તને પ્રસન્ન તે કેમ થાય, તારા મનનું કપટનજાય
તારા દીલનો છળ ન જાય, પ્રભુ તુનેપ્રસન્ન તેકેમથાય.
હરી કીરતનહરીનામ સ્મરણમાંઅતીશેઆળસતારેરે,
ડાચાકુટ લવ પરનીંદામાં આખો દીવસ હારે.
પ્રભુનું પુજન કરતી વેળા, કાયા તારી કંપે,
ગંજીફા સોગટાં કુટતાં, આઠે પહોર ન જંપે.
પ્રભુનું ચંદન ઘસતાં તારૂ શ્રમથી શરીર બગડે;
કુટી કુતકે મરી મશાલે, ભાવે ભાંગજ રગડે.
એકાદશી ઓચ્છવનું જાગણ, અતી અઘરૂ શીને લાગે;
ભાંડ ભવાયા જોવા સારૂ અખંડ આંખે જાગે.

બે પૈસાની ગુરૂ શેવા બતાવે, ત્યાં ગણુગણતુ તું બોલે
ઘરસ્ત્રી જો માગે ઘરેણું તો હરખી મગન થઇ ડોલે.
ખોટા મોતી કાચ કીડીયા, ભગવત ભુષણ ધાલે;
સોનું રૂપું મણિ મુક્તાવિણ; સ્ત્રી સુતને નવ ચાલે.
હરીના ભક્તને લુખુ સુકુ વેઠ વળગી હોટ જાણે;
સગાં સંબંધિ પ્રેહોણા આવે, તો મીષ્ટાંન પીરસે પરાણે.
જગ દેખે તાંહા જગને બેસે, બાકી નાય ન ખાય;
ગળાં કાપે ત્યાં થાય ગળગળે, એ વૈશણવના વાહાવા.
આ કરવું જા ના કરવું, એમ સહુને શીક્ષા દેવ;
તેમાંનું કાંઇ તું નથી કરતો, અનુચીત કર્મ કરે છે.
અંતરનો છળ અન્ય ન ક્ષહે પણ જાણે અંતરજામી;
એ તો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી.

૨૯

લાંબી સોડે સુતો રે સુખની તેં સજ્યા કરી;
કદીએ નવ બોલ્યો રે મુખથી તું હરીહરી. ટેક૦
આછેરે તારૂને આછેરે મારૂ તેમાં બંધાણું તારૂં ચીત;
અલબેલીનો સંગ ન મુક્યો તે વિના તું આંધળોભીત.
ઠરીને ઠેકાણે રે બેઠો કહિ એક ઘડી લાંબી. સોડે૦
શીર ઉપર તો કાળ ભમે છે જેમ તેતર બાજ;

કહીયે ખરા પણ કહ્યું ન માને કહે મુમતાને કાજ;
જે જેમ તે તેમ નજરે મુકીને તારેજાવું મરીલાંબી સોડે.
ઉંચી મેડીને બાગ બગીચા નવી નવી ભાતના રંગ,
તે ઘેર બેઠાં કાગ કકળશે કોઇ નહી આવે તેરી સંગ;
તુળશી તો કહે છે રે લખ ચોરાશી ફરો લાંબી સોડે.

૪૦

ગોવીંદ ગુણ ગાઇલ્યો મન ઘેલા, તમે થાઓને વેહેલા;
હરીગુણ ગાઓને પ્રથમ પહેલા. ગોવીંદ ગુણ૦ ૧
કાયા પાણીનો પરપોટો, અંતે એ ભરૂશો ખોટો;
જુગમાં હરી જશ છે મોટો રે. ગોવીંદ ગુણ૦ ૨
મન તું મારૂ મારૂ કરતો, સગા સંબંધી સાથે લડતો;
તું તો હીંડે છે ફંગ રડવડતો રે. ગોવીંદ ગુણ૦ ૩
જીવ તારી માત પીતાનેભ્રાત,કોઇનહીઆવેતારી સાથ;
તારે જાવું અકલડા વાટ રે. ગોવીંદ ગુણ૦ ૪
જીવ તારે અવરતણી છે આશ, વેશ ઘણોનેથોડી રાત;
ક્ષણમાં થઇ જાશે પરભાત રે. ગોવીંદ ગુણ૦ ૫
એવી વઇશ્નવજનનીરીત કરી લે શામળીઆ શું પ્રીત;
ભક્તભોવન કહે હરી ભજીને તરે. ગોવીંદ ગુણ૦ ૬

---

૪૧

માતા જસોદા બોલાવે જમવા લાલને,
ચાલો લાડકડા લાગુ અલબેલા પાય;
રંગ રસીયો આવે રસીયો તે નહી,
પુંઠે દોડું ત્યારે નટવર નાસી જાય. ૧
હે કાના શીદને સંતાપો મંદીર કામ છે,
વાટ જોતી બેસી રહી વલવલતે મન;
શીખામણ આલુ તે શે નથી લાગતી,
સામળા શા માટે તમે ભરો નેત્રમાં નીર. ૨
ત્હારા ઢંગ રે ધુતારા કોઇ જાણશે,
તારે પરણ્યાની શી થાશે હરજી પેર;
તને કન્યા કોણ દેશે, વાંકે વાંકે રે,
ડાહાપણ મેલી રાડ તજી ચાલો ઘેર. ૩
હાવાં જો મારૂ તો મુજને સોગન છે,
તમે જીત્યા હું હારી જગદીશ;
હવે શું કરૂ લાડકવાયા નંદજી તાતને,
બાકી સાંખુ છું મુને બહુ ચડે છે રીસ. ૪
જયમત્યમ સમજાવીને લેઇ ચાલ્યા સુંદરસ્યામને,
એમે આરોગાવ્યા પકવાન ને પરસાદ;

દાસ દયાના હરીયે દયા કરી,
મોટા મુનીવર ધરે નીરંજન ધ્યાન. ૫

૪૨

હઇયાના ફુટ્યા હરી સંગે હેત ન કીધું;
લખ ચોરાશી કેરૂ લુગડું માથે માગી લીધું રે. ૧
પેટને અર્થે પાપ કરતાં પાછુ ફરી નવ જોયું;
ચાર દીવસના જીવતર સારૂ મન માયામાં મોહ્યું રે. ૨
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું તે નવ શકીયો ટાળી;
માત પિતા જુવતી સંગે વિસાર્યાં વનમાળી રે. ૩
આળસ અજ્ઞાન અતિશે કામ બગડયું તારૂં રે;
દેવાનંદ કહે દેખ વિચારી માન કહ્યું તું મારૂં રે. ૪

૪૩

આળસ તજને અભાગીઆ, ગોવીંદ ગુણ ગાતાં;
રામે આપ્યા રોટલા, રૂડા લાગે ખાતાં. આ૦ ૧
સારૂ સારૂ કહી શાકને, ભલા સબડકા ભરિયા;
હઠીલા હઇડે રામ દેઉ, તને હરી કેમ વીસરીયા. આ૦ ૨
અન્ન વસ્ત્રની આશાથી, ધાયો ફરે છે અંત્યા;
લખરે ચોરાશીમાં ભટકવું, તેનીછે કાંઇ ચિંત્યા. આ૦ ૩
કૃષ્ણ ભજન વિના કુતરા, થઇ લખવખ કરશો;
ટુકડો કોઇ નાંખે નહી, માર ખાઇ ખાઇ મરશો. આ૦ ૪

મોટો દેહ મંજારનો, કેઇ પેરે રે ધરશો;
છેડછેડ કહી સઉ હાંકશે, મિયાંઉ કરી મરશો. આ૦૫
છુટશો ઘેર ગોલાતણે, ગરધવ નાંખી;
જે જેમ તે તેમ તાણુસે, ધણીની બીકરાખી. આ૦ ૬
આજ સેવા કર સંતની, હરી હઇડામાં આણી;
નહી તો પાડા થઇ, પંથમાં ભરશો પાણી. આ૦ ૭
માટે હરી નાચી રીઝયો, કર્મ કુડાં રે છુટાં;
ઘોડો રે થઇને ઘાસમાં, પગ શાને રે કુટો. આ૦ ૮
કીર્તન કરો શ્રી કૃષ્ણનું, સુકી બીજી રે વાણી;
બકબક થઇને બોકડા, ખાશો ખરશાડી. આ૦ ૯
ગરજીને ગાઓ ગોવિંદને, ઘણા કાઢીને ઘાંટા;
તો ઉંટ નહીં અવતરો, ખાવાને રે કાંટા. આ૦ ૧૦
માનીતી માનવ દેહ વિશે; હરીના મારગ ચાલો;
હસ્તિ થઇને મસ્તીઓ માથે, નહી ધુળ ઘાલો. આ૦ ૧૧
કૃષ્ણ વિસર્યા તે કોડશું, બહુ અવતાર ધરશો;
વાંદર થઇ વરણાગીયા, કાળે મુખે રે ફરશો. આ૦ ૧૨
હરિગુણ ગાતાં તુજને, ટાઢ વાગ સરીરે;
બગલા થઈ કેમ બેસસો, તમે જળના તીરે. આ૦ ૧૩
ગુણલા ગાઓ ગોવિંદના. શું લાગો છો લોભે;

ધુડ થઇને ધુધશો, તમે ઘરને રે મોભે. આ૦ ૧૪
કૃષ્ણ કથારસ અનુભવો, કાને છો તમે શરૂવા;
કોળ નોળ વણીયરતણા, દેહ મુટોને વરૂવા. આ૦ ૧૫
પાતી ઉત્તમ દેહને હરિ, ચિત્તવા પણ મુકો;
નિત્યે ઘર ઘર માગશો, તમો લુખો ને સુકો. આ૦ ૧૬
રીંછ રોઝને વાઘની, છે નરતી રે કાયા;
તે છુટવા છબીલો ભજો, તમે મુકીને માયા. આ૦ ૧૭
ચેતિ શકો નો શેઠજી, શું કહીયે રે ઝાઝું;
હરિ વિના જીવનું દુખડું, કહેતા હું લાજું. આ૦ ૧૮
માનવ્ર દેહ મોંઘો જડયો, કાંઇ સાધન સજીયે;
રામ કૃષ્ણ સરવે તજી, ભગવાનને ભજીએ. આ૦ ૧૯

૪૪

દીવેસ તો ખુટયું રે કુશકા ખાંડતાં રે,
પ્રાણીયા તેં કીધું એવું રે કામ;
આહર કરતાં રે આયુષ્ય વહી ગયું રે;
શુખમાં તો સમર્યા નહી શ્રી રામ. દીવેસનો૦ ૧
મનુષ્ય જનમ રે મહા મણિ જડયો,
ભજવાને સત્ય શ્રી સારગપ્રાણ;
વહોરતને વહોરી રે કાચ કથીરને રે,

કહાવે વળી સઉમાં સુતુર સુજાણ. દીવેલતો૦ ૨
જ્યાં લગી વહેતો રે ગાતર ગાંઠડી રે,
ત્યાં લગી સહુકો કરતુ હેત;
દોહલી વેળાના રે સંગી એક રામ છે રે,
ચીત્તમાં રે ચેતી શકાય તો ચેત. દીવેલતો૦ ૩
ઉંચીને કોટે રે ભાઇ શું દોડતો રે,
આગળ તો આવે છે મહા આણ;
રામકૃષ્ણ પ્રભુ રે સાચા સેવજો રે,
તે પ્રભુ રાખશે તુજને સર્ણ. દીવેલતો૦ ૪

૪૫

સામન સાંભળ રે સંગી તારા ચાલીયા રે,
જે વળી આવતા તારે સાથ;
ઇંદ્રીયો સઘળી રે શીથળ વિથળ થઇ રે,
લાકડી તો ગાલી છે વળી હાથ. ૧
ઉદરને કાજે રે પરને આંગણે રે,
ઉભો વળી સાંજ ને પરભાત;
ધંધોને કરતાં રે ધોળાં આવીયાં રે,
નવ લહી કાળ કેરી જે ઘાત. ૨
આ ભવમાં આવી રે ઘડપણ શું કર્યું રે,

ભારે મારી જનેતા નવ માસ;
રામ નામ લેતાં રે રસના આળસી રે,
ફ્રીધી તે તો વીષીયા કેરી આશ. ૩
બુદ્ધિ બળ સાથે રે બંધનમાં પડયો રે,
જઈ બીડી બાવળીયાસુ બાથ;
રામ કૃષ્ણ પ્રભુને સાચા સેવજો રે,
વાલો મારો નર નવારણુ નાથ. ૪

૪૬

હરિ ભજનવિના, દુખદરિયા સંસારનો પારન આવે;
જડબુદ્ધિ જીવ સંતવિના સુધ મારગ કોણ બતાવે.
તેં અનેકવાર અવતાર ધર્યા, બહુ કર્મતણા કોઠારભર્યા;
અઘ ઓઘ તણા અંબાર કર્યા. હરિ૦ ૧
ફર્યો ચાર ખાણ લખચોરાશી,
થયો જળચર સ્થળચર ગર્ભવાશી;
માયા બંધનથી ન શકયો નાશી. હરિ૦ ૨
તું ઝાડપાડ જડરૂપ થયો,
તેં શીત વરષા બહુ તાપ સહ્યા;
તારા કષ્ટ કણુ નવ જાય કહ્યા. હરિ૦ ૩
કહે પ્રીતમ ચેલી લ્યો પ્રાણી,

દુઃખ જન્મ મરણુ એવું જાણી;
તું શું બેઠો આળસ આની. હરિ૦ ૪

૪૭

હરિ ભજનથકી, છોટા હોય તે સૌથી મોટા થાય;
તન તાપ ટળે, જન્મમરણુનાં સંકટ સરવે જાય. ટેક.
જુઓ એકલસંગી હરણીના,
એવા વ્યાસમુની વણુ પરણીના;
કહો સુત પુરાણી કુળ પરણીના. હરિ૦ ૧
જુઓ શુકજીકેરૂ મુળ શોધી, જાને પક્ષી સુરીઓસોધી;
થયા આપે ઇશ્વર અકરોધી. હરિ૦ ૨
જુઓ પાંડવની મેડકી માતા,
એવા વશિષ્ટ વિશ્વે વિખ્યાતા;
એવા ચતુર નર પંકજ જાતા. હરિ૦ ૩
જુઓ વાલ્મિકજીની વાત ખરી,
જેણે દુર્ભજશાળામાં દેહ ધરી;
જેણે સો કોટી રામાયણુ કરી. હરિ૦ ૪
જુઓ દાસી સુતશું હીણુપણું,
એનું પુન્ય પવિત્ર ચારત્ર ઘણું;
થયા નારણુ મન ગોવિંદ તણું. હરિ૦ ૫

જેમ મધ્યમ જળ ગંગામાં ભળે,
તે તો ગંગા સરખું થઇને ફળે;
જેમ પારસ પરસે લોહ ટગે. હરિ० ૬
જાત ભાત તો નવ જાણી,
હરિ ભજે એ હરિ સરખો પ્રાણી;
કહે પ્રીતમ ઓળખો એ ધણી. હરિ० ૭

૪૮

દેહ મનુષ્ય ધરી, હરિ નાજાણ્યા તેણે સરવસ ખોયું;
મારા વાલાજી, મહામણિ મુકી પથ્થર ચીત પ્રોયું. ટેક
જેણે અમ્રત ઢોળીને વીખ પીધું,
તેણે કુડુ કરમ હાથે કીધું;
તેણે મિથ્યા માન દુઃખ દીધું. દેહ० ૧
જેણે જાળવીયો જઠરા માંહી,
તેને સભારે સુપને નાહી;
લપને લાજ લગાર નહીં. દેહ० ૨
જેણે જગતપતિને નવ જોયો,
તજી કલ્પવૃક્ષ બાવળ બોયો;
જેણે ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ० ૩
જેને કૃતઘ્ની સરખો કહાયે,

તેની સંગે તે સરખા થઇયે;
કહે પ્રીતમ તેથી દુર રહીયે. દેહ૦ ૪

૪૯

હરીભજનથકી છોટા હોય તે મોટા સઉથી થાય રાગ.
મન માને નહીં, સો ફેરા સમજાવું તોયે શું થાય;
મનકઠણ કઠોર ચંચળચિત્ત ચપળ ચિત્ત ચોદશ જાય.
મન ભુતતણી પેઠે ભમતું, મન માયામાં રહેછે રમતું;
તુને હરિ ભજવાનું નથી ગમતું, મન૦ ૧
જગકિંકરનો ભય જાણે, તો મિથ્યા સુખ શિદ માણે;
ગયો અવસર ઉરમાં નવ આણે. મન૦ ૨
મળ્યો મનુષ્ય દેહ તેમાં નહીં મણા,
તું તો ગાને ગુણ ગોવિંદ તણા;
અઘ ઓઘ તણા અંબાર ભર્યા. મન૦ ૩
મુગદળના માથે માર પડે, તોયે ફરીફરી તે દ્વાર અડે;
ફળ દેખી મરકટ ઝાડ ચડે. મન૦ ૪
કહે પ્રીતમ ચેતી લે પ્રાણી,
શું સુતો સોડ્ય ઘણી તાણી;
તારે માથે મરણનો ભય જાણી. મન૦ ૫

---

૫૦

પાણીનો ખેલ બનાવ્યોરે, એનીતો કહીયેઅક્કલ ધણી
સઉથી રમનારો રે, શોભાતો એના નામતણી. ટેક.
એ પાણીથી થયાં નરનારીને, એ પાણીથી બ્રહ્માંડ;
પાણીનું બન્યું મોતી રે, પાણીની બની હીરાકણી.
પાણીની અમુલ્ય કાય બનાવી, હાડ ચામ લોહી માંસ;
પાણીનાં રે પશુ પંખી બનાવ્યાં, પહાડ પથર ને ઘાસ.
પાણીના હાથી ઘોડા રે, પાણીથી શાલ પામરી બની.
પાણીનારે પચ રંગ બનાવ્યા, અઢાર ભાતનાંરે અન્ન.
હુંથીન્યારોમારો શાઈ બીરાજે તેને દેખીને થયોછું દંગ;
સંગ કીધો તેનો રે સત્તા તો આ માની ગણી
અક્ષરાતી અક્ષર બહુ નીપજ્યા ને અક્ષરથી નરનાર,
ઓંકારથી ત્રણગુણ નીપજાવ્યા, એ અઠ્ઠાવીસનીરધાર
ઓગણેત્રીશમા મહાવીષ્ણુ રે ત્રીશમાં બાપુ ગાયભણી

૫૧

નામ જેણે જાણ્યું રે તે તો વેદ ચારે વેદ ભણ્યો;
ભેદ જેણે જાણ્યો રે તે તો ખરો તરત બણ્યો. ટેક.
ગળતરીશ આભુણ અંગે ધરી નારી,
નાક વીનાનો શો શણગાર,

કરીએ જો આપનું આપ ન જાણ્યું;
તે કેમ કરી ઉતરે પાર,
સાર ક્યાં મળશે રે ભણ્યો ખરો પણ, ન ગણ્યો. ૧
વાંઝણી નારીને સુપનું આવ્યું છે,
પુત્ર નથી રે એની પાસ;
એમ ભજન દેખા દેખી કરે છે,
તેની કેમ પુરી થશે આશ.
કેમ બાપ કહેશે રે વેશ્યાએ જે પુત્ર જણ્યો રે. ૨
નામ ગુણને રૂપનો નાશ, વળી ચોથું પદ અવીનાશ,
એ ચોથાપદનો જેભેદ જાણે, તેને કહીએ હરિતણો દાસ
ના કરી કર્મનો રે સંશે, એક પળમાં હણ્યો. ૩
ગરીબી રાખી તમે ગુરૂને સાહો કરો શબ્દોનો તોલ;
આપણથકી જો અદકો મળેતો તેનો ધારણ કરજોબોલ
ગુરૂને સંગ બાપુ રે અનામી નામ પોતાનો બન્યો. ૪

૫૨

ટીટોડી કહે તજિયે રે, ભુમી ઉપર ભાર થશે;
અઢાર અક્ષોણી રે દળ અટવાઇ જશે. ટેક.
ભુતિજી જઇ વ્યોમો વસિયે પણ ભવિષ્યે ન ભુલે;
કૃષ્ણે કર્યું તે કોઇથી ન મટે, શું ડહાપણમાં ડુલે;

હજુર હુકમથી રે હોનારૂં તે સેજે હશે. ટીંટોડી૦ ૧
રામ પ્રગટીને રાવણ રોળ્યો, ને પાણીમાં બાંધી પાળ
સોનાનીલંકાક્ષણમાંલુંટાવીને,વિભિષણ કર્યોરેભુપાળ;
વીશે ભુજ વાઢયા રે, છેદ્યાં મસ્તક દશે. ટીંટોડી૦ ૨
પ્રહ્લાદજીની પ્રતિજ્ઞા પાળી, હિરણ્યા કસ્યપુ હણ્યો,
નરસિંહ રૂપ ધર્યું મારે નાથે, બ્રહ્માના વરને ગણ્યો;
હરિથી સર્વે હેઠું રે ઉગરે નહી ઉપાય કરો. ટીંટો૦ ૩
ગજઘટ નાંખીને ઈંડાં ઉગાર્યાં, પક્ષીનીકીધી પ્રતિપાળ
ભાળ મને લાધી રે, હરી હરીજનમાં વસે. ટીંટોડી૦ ૪

૫૩

કપોતની કહે છે કે કંથ મારૂ કહ્યું કરો,
સીંચાણીનો ભેછે રે પરધીએ બાણું ધર્યો. ટેક.
અહીંથી ઉડી જઈ અળગાંરહિયે આદેશ તજી પરદેશ,
મરમવચન પીયુમારારે,માનો લાજ નહીઆવે લવલેશ;
પ્રમ દને મેલો રે રાંક થેણ હુધે ધરો. કપો૦ ૧
કપોત કંથ કહે કાયર કામની હોનાર છે તે હોશે;
શાતરૂનું સાસ તે સેજમાં ટપશે, કર્યું કર્તાનું થશે;
હરદે હરિ રાખો રે, મુખે ક્રશ્ન ક્રશ્ન ઉચરો. કપો૦ ૨
અહિ દસ્યો પારધીને, પાયે ડગ્યો બાણ તે વાર,

સીંચાણાનું છેદીયું શિર કૃશ્ન કરણી કરતાર;
ભાવે ગુણ ભાખો રે, ભવજળ તારો તારો. કૃપો૦ ૩
તન તરૂવર પ્રાણ પંખીડા, પ્રવૃત્તિ નિવૃત્ત બે નાત,
અહકાર આહને જરાપારધિ,કરોધસીંચાણો નિરધાર;
મુકુંદ મનમાંથી રે પ્રભુ નવ રાખો પરો. કૃપો૦ ૪

૫૪

માથે કોપી રહ્યોછે કાલરે, ઉંઘ તને કેમ આવે.
પાણી પહેલી બાંધી લેને પાળ રે. ઉંઘ૦ ૧
નથી એક ઘડીનો નીરધાર રે; ઉંઘ૦
આ તો સુપના જેવો સંસાર રે. ઉંઘ૦ ૨
અલ્યા એળે ખોયો અવતાર રે; ઉંઘ૦
તારા માથે ભમે છે જમનો માર રે. ઉંઘ૦ ૩
તારા મનનું ધાર્યું થશે ધુળ રે; ઉંઘ૦
ચાર તોલાં છે મણમાં ભુલ્ર રે. ઉંઘ૦ ૪
કરી આવ્યો છે ગર્ભમાં કોલ રે; ઉંઘ૦
થોલ આવેલું થાય છેક થોલ રે. ઉંઘ૦ ૫
જોતાં જોતાં આયુષ ખુટી જાય રે; ઉંઘ૦
તારા ડહાપણમાં લાગી લાય રે. ઉંઘ૦ ૬
કાંઠે આવેલું બુડસે ઝાઝ રે; ઉંઘ૦

તારે કાજે કહે છે રૂષિરાજ રે. ઉંધ૦ ૭

૫૫

આભડશોટમાં બુડયું બધું અંગ; સારૂ થાય શી રીતે
નથી નાહાતો ગોદાવરી કે સંગ રે. ૧
દેલ મંદીરમાં નથી કર્યાં દીપ રે;
નથી કરતો તું ટેલીયાની ટીપ રે. ૨
નથી ચપટી કરાવ્યાનો ચાલ રે;
ખાવા તાકે મફતના માલ રે. ૩
દેવ દરશનનું નિત્ય નથી નેમ રે;
આખી પૃથ્વિનાં હોરી લીધાં વેમ રે, ૪
નથી વાપરતો દેવની કસુ ધરે;
નથી વાપરતો વીમની વીસુધ રે. ૫
નથી દીધાં તીરથમાં દાન રે;
નથી આપ્યાં અતીથીને માન રે. ૬
નથી કરતો તું ખળાની ખેરાત રે;
રૂષિરાજની ન રાખી રૂદે વાત રે. ૭

૫૬

જીવલડા આજ કે કાલે જાણું,
ઉડી જાશે રાખ થઇ તન આણું. જીવલડા૦ ટેક.

પડ્યાં જાળે પંખી તેતો પકડાશે,
કમળ ખીલ્યાં તેતો કરમાશે,
જનમીયા તેતો જરૂર મરી જાશે. ૧
ગયા જોને ગાદીપતિ ખાઇ ગોથાં,
પડ્યાં મુકી ચાલ્યાં પંડિત પોથાં;
થયાં પછે થોડે થોડે સડી થોથાં. ૨
ખમાખમા કહેવાતાં પડતાં આખડતાં,
ચતુરંગી જેની પુઠે દળ ચઢતાં;
જુઓ એના નામ હવે નથી જડતાં. ૩
ગુણીજન જેની આગળ નીત ગાતાં,
વળી દેશમાં વખણાતા;
તે તો ગયાં કાળના પુરે તણાતાં. ૪
નવાનવા પોશાક પહેરી નીકળતા,
મહોટા મહોટા મહિપતિને જઇ મળતા;
બહુ એહેવા મળ્યા મશાણમાં બળતા. ૫
ફુલ્લાં કાને લટકાવી ફાંકડા ફરતા,
ધમ ધમ કરતાં ધરતી ઉપર પગ ધરતા;
દીઠા એતો નજરે ઠાઠડીયે ઠરતા. ૬
જેને ઘેર ગડગડ ત્રંબાળું ગાજે,

વળી વાજા છત્રીસ વેગમાં વાજે;
રાજા એવા જલતા જોયા રૂષીરાજે. ૭

૫૭

રે મનડા માન્ય સાચું છે મરવું,
ખીલ્યાં પાંદડાં એને નહી મટે ખરવું;
પડતા ચહેમાં કઇક કો વરસ પચીશે,
વળી કેટલાક તો વહી ગયા વીશે. ૧
ત્રીયા મેલી ટળવળતી કોઇયે ત્રીશે રે,
ખુટે કાળે કઇક અગાશીથી ખશીયા;
રહ્યા ખપી પરદેશમાં કંઇક રસીયા,
દિઠા કંઇક દેહોત વીષ ધરે ડસિયા રે. ૨
બાળાવયમાં શોધી લીધાં કંઇક બળીયે,
ફર્યાં જાણે વાંદર ચોળાની ફળિયે;
કાઢી નાંખ્યા કઇકના વંશ કોગળીએ. ૩
ભળી ગયા ભોમી વિશે કંઇક ભોગી,
ઉડી ગયા કંઇક તારી આગે ઉદ્યોગી;
જતા રહ્યા જાણ દિગંબર જોગી રે. ૪
નીચુ કરી કાંધ ન કોઇને નમતા,
મહા અભીમાન અને અતિ મમતા

ભાળ્યા એના સમસાને કાગડા ભમતા રે. ૫
લખેશરી કરોડપતી કંઈક લોકો,
હતો જેના હાથમાં હેમનો હોકો;
પડી ગઇ એહેવાની ઓચંતી પોકો રે. ૬
રહી નોય સુપાનની દોલત સાચી,
કાયા માયા એજ રીતે જાણો કાચી;
રખે રૂષીરાજ કહે જાઓ રાચી રે. ૭

---

## સુદામાને બતાવેલી અકળ લીલા.

એક વખત વિઠ્ઠલવર ચાલ્યા, ભાવભક્ત ઉપર લાવ્યા;
બાળ સનેહિ સુદામાને મળવા, માધવજી આવ્યા. ૧
સુદામાપુરીમાં પ્રભુ પધાર્યા, નર નારીને હેત વાધ્યું;
પવિત્ર પત્નિ સુદામાની, હરજીને આશાન આપ્યું. ૨
સુદામા કહે છે નારીને, ચડાવ્ય ચુલે તપેલી;
રીદ્ધ સીદ્ધને નવ નીધ તે, આ હરી એમને આપેલી. ૩
મુષ્ટી તાંદુલ લઇ માધવને, મને ઘણો ગ્રહસ્થ હર્યો;
દળદર હતું દાણા ન મળતા, તે દુઃખનો દીવસ કર્યો. ૪
રામા રસોઇ કરવા બેઠી, શાક પાક સામગ્રી વણી;

રોટલીની શેર કણેક બાંધિ, તેમાંથી અદશેર વણી. ૫
ત્યારે સુદામા કહે શામને, શીદ ભુખ્યા બેશી રહીએ;
રગોઇ તૈયાર થવા આવી, નદિએ નહાવાને જઇએ. ૬
એટલે ઉઠ્યા શામ સુદામા, એક એકના કર ઝાલ્યા;
સ્વચ્છ ધોએલાં વસ્ત્ર લીધાં, વાતો કરતા બેઉચાલ્યા ૭
સુદામા કહે સુણો શામજી, હું બ્રાહ્મણપર હેત લાવો;
લોક વાત કરે છે માટે, અકળ લીલા મુને બતાવો. ૮
એ અકળ લીલા જોવાને, મોહન હું મરૂ મથી;
શામ કહે અકળલીલા, જોવામાં કાંઇ શાર નથી. ૯
સુદામા કહે મારે જોવી, એમ કરતાં નદીએ આવ્યા;
અકળલીલા હરજીવનજી દેખાડવા, દીલભાવ લાવ્યા.
શામ કહે સુણો સુદામા, મનતણો મુમત મેલો;
આ પારથી ડુબકીમારો તે, પેલે પાર કોણ જાય પહેલો.
એમ કહી મુમતે ચડીયા, પડીયા નદીના નીરમાં;
ત્રણલોકનો નાથજ ત્યાંથી, જઇ ઉભો સામી તીરમાં.
અકળલીલા નથી ઓછી, નઉત્તમ નટવર નાગરમાં;
હરજીએ હડસેલી મેલ્યા, સુદામાને સાગરમાં. ૧૩
બે ઘટીકાએ બહાર નીકળ્યા, પસ્તાવો મનમાં કરતાં;
ક્યાં ગયું ઘરને ક્યાંછે ઘનશામ, આંખે આંસુડાં ભરતાં.

ભારે જળ જોઇ ભડકી ઉઠ્યા, ભજવા માંડ્યા દીનબંધુ;
નદી મારી ક્યાં નાશી ગઇ, ક્યાંથી આવ્યો આ સીંધુ.
આ જળથી નહીંજાઉજીવતો,કહીજુગદીશનું ધ્યાન ધર્યું;
દામોદરને દયા ઉપની, સાગર વચ્ચે ગામ કર્યું. ૧૬
તેમાં મલેચ મનુષ્ય વસાવ્યાં, અવળી રીતી તે ચાલે;
બ્રાહ્મણ શુદ્ર સરવે સરખા, એક એકને કન્યા આલે.
તેવા ગામમાં ગયા સુદામા, નગરશેઠ સામા મળ્યા;
બ્રાહ્મણ તમે ભલે પધાર્યા, કહીને સાથે લેઇ વળ્યા.
વીપ્ર કહે સુદામાપુરી, કહો શેઠ કેટલે હશે;
શેઠ કહે સુદામાપુરી, જાતાં વીશ વરસ થશે. ૧૯
વીસ દીનથી વહાણ ગયાંછે, તે જઇને પાછાં આવશે;
પછી તમને ઘેર પહોંચાડે, સાઠ વર્ષે જવું ફાવસે. ૨૦
સુણી સુદામા સંતાપ કરતા, કોને ઘેર જઇને રહીશું;
પેટ પાપી પુણવા લાગશે, ક્યાં જઇને અનાજ ખઇશું.
શેઠ કહે સંતાપ ન કરશો, સઉ તમારૂં કષ્ટ કાપું;
ખાવા પીવા ઓઢવા પહેરવા, રહેવાને મંદીર આપું.
મારે પેટ છે પવિત્ર પુત્રી, તે દેઉ તમને કન્યા;
સુદામા કહે લેઉ શુદ્રની, થાય અતી અધરમ અન્યા.
ત્યારે શેઠ કહે આ ગામમાં, બ્રાહ્મણ શુદ્ર સહુ સરખા;

સઘળે એઠું અન્ન મળવાનું,ભુખે કયા મારશોવળખાં.
એટલે સુદામા અકળાયા, ગામ લોક ગરદન ઘાલે;
સાઠે વરશે ઘેર જવાનું, અન્ન કિદક વણ કેમ ચાલે.
અન્ન ખાઇશું ને વટલાઇશું, પરણ્યામાં ચીત્ત પેઠું છે;
નાત રહી સુદામાપુરમાં, ત્યાં જાણવા કોણ બેઠું છે.
એવું સમજી કન્યા પરણ્યા, જુદુ ઘરબાર લઈ રહ્યા;
પત્ની રાંધે પોતે જમે, ભ્રષ્ટો ભેગા ભ્રષ્ટ થયા. ૨૭
સુદામાએ સંસાર માંડ્યો, નારીને પંચ પુત્ર થયા;
પાડોસમાં એક અબળા મુઇતી,તે સારૂ સમશાન ગયા.
ઘણુંક માણસ ગયું મશાણે, મડદુ છોડીને જુએ;
જે નારી મુઇ તેનો નાથજી, આંખે આંસુથી રૂએ. ૨૯
કાષ્ટ લાવી ચીતા ખડકી ચીંત્યામાં બહુ જીવ પેઠો;
નારીનું મુસ્તક ખોળામાં લેઇ, ને પીઉ બળવા બેઠો.
સુદામા જોઈ વીસ્મય પામ્યા, બળનારો મુરખ જેવો;
સુંદરી સાથે પુરૂષ મરે, આ અનરથ અવળો કેવો. ૩૧
તે સુણીને સહુ જન બોલ્યા, સુદામા તું છે મતિયો;
ગામ ચાલ છે નારી પુઠે, સ્વામી હોય તે થાય સતીયો.
સુદામા કહે ચાલજ ખોટો, તેને તમે માન્યો ખરો;
કોઇ પુરૂષ બળે નહી, તેને કહો ભાઇ તમે શું કરો.

લોક કહે ન તોડીએ ધારો, બાંધીને સાથે લઇએ;
સારી રીતે બળે નહીં તો, પરાણે બાળી દઇએ. ૩૪
સુદામા કહે એરે શામજી, સરવે લુચ્ચા લોકે નડશે;
મારી પત્નીનો પંડ પડે તો, મારે પણ બળવું પડશે.૩૫
એવો એવો સંતાપ કહતા, ભજતા શ્રી અંતરજામી;
હરી લીલાથી સુદામાની, પત્ની પણ મરણ પામી. ૩૬
સુદામાએ શબ દીઠું ને, પોક મેલી રડવા બેઠા;
જાણ્યું જોડે મને બાળશે, કોઠીયો વચ્ચે જઈ પેઠા. ૩૭
નગ્રતણા ત્યાં લોકો આવ્યા, મડદું ઉપાડયું હાથે;
સુદામાને શોધી કાઢયો, બળવા સારૂ લ્યો સાથે. ૩૮
સુણી સુદામા થરથર ધ્રુજ્યા, ખુણે રહી આંખો ચોળે;
લોક લાંઠીઆ લેઇ લાકડીઓ, કોઠી કબાળા ખોળે.૩૯
ખુણાણુંથી ખોળી કહાડ્યા, ખેંચીને બારણે લાવ્યા;
હાથ ઝાલી હઠવા ન દીધા, તેડીને મશાણ આવ્યા. ૪૦
ચીતા ખડકી સહુ લોક બોલ્યા,બાકી નરહે વીત્યામાં;
પહેલેથી સુદામા સમજી, બીરાજો આ ચીતામાં. ૪૧
સુણી સુદામા કરે સોસના, અગનીના ભડકા થાશે;
ફોલ્લા ઉઠશે પાણી છુટશે; દુઃખ પામીને જીવ જાશે.૪૨
અગ્નિ ન ખમાય ને જીવ જાય,બળ્યું બળવું નારીસંગે;

તે કરતાં પડુ દરીયામાં, વેદના વ્યાપે નહીં અંગે. ૪૩
એવું મન વીચારી બોલ્યા, બળવાને તૈયાર થઉછું;
ઉભારહો ભાઇ મેલો મને, એકવાર નહાવા જઉ છું.
એમ કહીને છેતરી ચાલ્યા, જળમાં જંપાપાત કીધો;
સ્નેહી સુદામાને શામળાએ, નદીમાં ખેંચી લીધો. ૪૫
સુદામાએ ડોકું કહાડયું, એટલે હસ્યા વનમાળી;
પ્રભુ કહે તમે છો પાછળ, હું આગળ છું લ્યો તાળી.
સુદામા કહે શેની તાળી, ઘણાંક વરસ વહી ગયાં;
સાચુ કહેજો સમ છે મારા, કયારના અહીં ઉભારહ્યા.
કૃષ્ણ કહે રણુણાં આવ્યા, નારી રાંધી રહી હશે;
વીઠલ કહે વસ્ત્રજ પહેરો, રસોઇ શીતળ થઇ જશે.૪૮
સુદામા કહે શું બોલો છો, રસોઇ શેની શીતળ થઇ;
પ્રભુ મશ્કરી કરવાની તે, ટેવ તમારી ગઇ નહી. ૪૯
તે કરતાં તમારૂં બોલ્યું, સત્ય હોય તો વાત કહું;
એ વાર્તા કોને નવ કહેશો, કહો તો હાંસી કરે સહુ.
મહારાજા તમ સાગે સંરત, કરી પાણીમાં હું પડ્યો;
ફીનારો કેમે આવ્યો નહીં, સાગર જળમાં નીકળીયો.
ત્યાં સોહામણું નગ્ર નીરખ્યું, ભ્રષ્ટા ભ્રષ્ટી સઉ પ્રાણી;
ઉંચ નીચને ભેગુ ભોજન, અનીતી દુઃખની આણી.

ત્યાં હું ગયો વિવા થયો, શુદ્રજનના ઘરમાં પેઠો;
ખાનપાન સહુ સસરે પુર્યું, તેની પુત્રી વરી બેઠો, ૫૩
ચોખા રહેવા મન ધર્યું, પણ અન્ન ઉદકવણ ટવળાયો;
જે નીચ જાતી પરણ્યો, તેનું રાંધી જમી વટલાયો.
વટલીને ઘર સંસાર માંડ્યો, પાંચ પુત્ર તેનેજ થયા;
તે વાતને બહુ દીવસ વીત્યા, તેવારના શું ઉભા રહ્યા.
સુણીને સામળીયો બોલ્યા, ભાષણ તમારૂં ભાવ્યું;
શો સીંધુ શાં સુંદરી છૈયાં, શું તમને સ્વપ્નું આવ્યું.
જાગૃત છોને લવરી માંડી, ન બોલસો દુઃખસે દાચું;
સુદામા કહે સોગન તમારા, નહીં સ્વપ્નુ એ છે સાચુ
શામ કહે સાચુ હોયે તો, સંગ તમારો પરહરિયે;
બ્રાહ્મણ જાતી ભ્રષ્ટ થયા, તેની તો સોબત કેમ કરીયે.
વીઠલ વદે કહું વીશ્વવાં, ચાડી કરવા ચોરે ચડું;
સુદામા કહે વાત ન કરશો, પ્રભુ તમને પાયે પડું ૫૯
તવ સામ કહે ચાલો સંચરીયે, તમારી નારી પાસે;
મહારૂ કે તમારૂ સાચુ, સઘળુ તે ત્યાં જણાશે. ૬૦
લવરી માંડી ભાંગ પીધેલી, કહીને કૃષ્ણે કર ઝાલ્યા;
ગાંડામાં ગણી કહાડીને, સાથે લઇ મહોલે ચાલ્યા. ૬૧
ઘરમાં સ્નેહી સાથે પેઠા, અકળલીલા બહુ પાકી;

રામાની રસોઇ જોઇ તો, નવટાંકની રોટલી બાકી.૬૨
તેણું જોઇને ઝાંખા થયા, સુદામા પડીયા વીલા;
શામ કહે તમે સંસાર માંડ્યા, તે સઘળી મારી લીલા.
સુદામા કહે અકળલીલા, શું વખાણું મુખથકી;
ત્રીકમજી તમારી લીલા, સ્વપ્ને પણ જોવી નથી. ૬૪
સુદામાજી બન્યા બાવરા, ભક્ત જનને મન ભાવે;
વ્યાસ વલ્લભ વાણી વદે છે, કૃશ્ન કળામાં કેમ આવે.

ઝુલણી.

ગાયો ચારીને ગોવિંદ ઘેર આવ્યાને વારણા લેઉ વારી વારી, ઘરમાં પેસતા કાન ઉઘાડા દીઠા, ઝુલણી ક્યાં રે વિસારી ઓ નંદના નાનડીઆ રે, ખમા મારા મનના મોહનજી રે; ખમા મારા તનના ત્રીકમજી રે, ખમા મારા પ્રેમના પાતળીયા રે. ખમા રાયે રણછોડ રંગીલા રે, નંદલાલ ઝુલણી ક્યાં રે વિસા૦ ૧ રૂવે રૂવેને કાન રૂદન કરે ને, લાવી બેસારૂ સામે ઓટે, એ રે ઝુલણીને કારણે રે, કાન મંદરીયામાં લોટે; ઓ નંદના નહાનડીઆ રે. ૨ સાફ સોનાની સોએ મંગાવુ, ને રૂપલા કેરા ધાગા; ખાંતીલો દરજી શીવવાને બેઠો, કહાન કુંવરના વાઘા. ઓ નંદના નાહનડીયા રે. ૩

એ રે ઝુલણીમાં કાંઇએ નથી, પણ જડીઆ છે મા-
ણેક મોતી; એ રે ઝુલણીને કારણે રે, ગોકુળ મથુરા-
માં જોતી. એ નંદના નાહનડીઆ રે. ૪ જરકશીનો
જામો શીવડાવું, ને ઉપર શીવડાવું કાનટોપી; છાનો
રેને મારા કુંવર કનૈયા, કાલે પરણાવું ગોપી એ નં
દના નહાનડીયા રે. ૫ દ્વારકાથી પ્રભુ ડાકોર આવ્યા,
ને ડાકોર કીધું છે કાશી; મધરાતે મથુરાંથી નાઠા, મા
રી છે પુતના માસી. એ નંદના નહાનડીયા રે. ૬ રૂ-
પીઆ તે ગજનો મશરૂ મંગાવું, ને બખીયા દેવરાવું
રામ રાતા; ગાય શીખે ને સાંભળે રે, ગુણ ગાય જસો-
દા માતા. એ નંદના નહાનડીયા રે. ૭ ખમા મારા
મનના મોહનજી રે ખમા મારા તનના ત્રીકમજી રે,
ખમા મારા પ્રેમના પાતળીયા રે, ખમા રાય રણછોડ
રંગીલા રે. એ નંદલાલ ઝુલણી કયાં રે વીસારી. ૮

# ધ્રૂવાખ્યાન.

## કાવ.

શ્રી ગુરૂ ગોવિંદને વરણવું પ્રેમ શું લાગુ પાય
આરાધુ અવિનાશ એવા આનિરંજન રાય. જે૦ ૧
આદી નિરંજન અકળ સ્વરૂપ રામે લીધા રમવા રૂપ
સૃષ્ટિ નીપાવા થઇ મનશાય સુભટ પોઢચા જળ માંય
હરી જળમાં પોઢચા સહી શેષ, નાગ ઉપર તે જાય
નારાયણની નાભી કમળથી બ્રહ્મા પ્રગટ થાયે;
બ્રહ્માના સ્વયંભુ તન તેના પાંચે પુત્ર પાવન
ત્રણ કન્યા બે પુત્ર વીખ્યાત;
પ્રાય વરતપ ઉત્તાનપદ. જે૦ ૩
ઇત્તનપાદ નર નીપજ્યો રાજા રૂપે નિધાન
રાજાને બે સુંદરી તેનાં સુરતી સુમતી નામ
સુરતી ઉપર નહીં રે માન તેના ધ્રુવજી એક સંતાન
સુમતિ ઉપર છે ઘણું હેન તેનો કુંવર ઉત્તમ એક. ૪
ઉત્તમ ઉછંગ બેસાર્યા રાયે સભામાંહી એકવાર
પુત્ર લડાવે પ્રેમશુ રાણી હઇડે હરખ અપાર
હરખ ન માયે હઇડામાંય ધ્રુવજી રમતા આવ્યા ત્યાંય
ઉછંગ બેસવા કીધાં મન અપરમા કહે કઠણુ વચન. ૫

સુમતી.

અપરમા એમ બોલી ભુંડા એ સુખ તુજને ક્યાંથી
અભાગણીના પેટતણા તુ જાત અકરમી ઇહાંથી
ઇહાંથી જઇ વનમાં તપ માંડ હરી ભજીને કાયા છાંડ
ફરી જન્મ લે મારે શરીર તો તને રાજઅપાવીશ વીર.
વચનો વીનતાનાં સાંભળી ઉતર્યા મહોના રંગ
સભા તે સઘળી દેખતાં ધ્રુવજી થયા મન ભંગ
મનભંગ થઇ નાંખ્યો નીવાસરો તેઃ આવ્યો માનીપાસ
માયે ચાંપ્યા રૂદીયા સાથ
કહો કુંવર કોણે દુભાવ્યા આજ. જે૦ ૭

ધ્રુવ.

આજ સભામાં માવડી બેઠો ઉત્તમરાયને ખોળે
ઉચ્ચંપ બેસવા હું ગયો ત્યારે અપરમા એમ બોલે
અપર કહે અભાગણીકેરા સુખ વાંચોતો વન જાઓવેલા
ફરી જન્મ લે મારે શરીર તો તને રાજ અપાવીશ વીર.

સુરતી.

વળતી માતા ઉચરે કુંવર હઇડે ન ધરીએ દુઃખ
પુરણ પુન્ય કીધાં હશે ત્યારે તે ભોગવે છે સુખ
સુખઆપણને ક્યાંથી વાલા નીયમ ધર્મ કસનથી પાળ્યા

નથી સંતોષ્યા જોગી જતી તપ તીરથ વ્રત કીધાં નથી.
નથી સંતોષ્યા સાધુને નથી આપ્યાં વિપ્રને દાન
ઓચા કરમ જ્યાં આપણાં ત્યાં રે ક્યાંથી રાયના માન
માન ભોગવે ઉત્તમ નીત્યરેત્ત વીના કયમ પામીએ વીત
જો કહો ઇંદ્રાસનનો ખપ તો, કુંવર ,જઇ માંડો તપ.
તપ માંડયું બ્રહ્માજીએ ત્યારે પ્રગટ્યા નારદ મુન્ય
મુનીએ માંડ્યા મોટા જાગૃત પતીરથવ્રત થયા સુભાગ
જો કરીએ શ્રી હરી પ્રસન્નતો અભાગીયાં ટળીયે તન.

ઢરૂવ.

તને અભાગણું હું ટાળું મા છું રે તમારો તન
વનમાં જાઉં વેગે કરીને સુખ સંભારૂ નહિ અન્ય
સુખ સંભારે સાલે જેહ વીશ્વંભરે પરડીયો દેહ
હરી મળેતો તાપ ઓલાય, નહીતર પ્રાણ તજુરે માય.

સુરતી.

માતાને આંસુ આવ્યાં ને અંતર ઉપજી દાઝ,
રાજાએ મને પરહરી કુંવર તુયે કરે છે તાજ્ય
તુજવિના હું રહીશ કેમ ટોળાં વછુટી મ્રગલી જેમ
જળવિના જેવી માંછલી મારા પ્રાણ જશે ટળવળી.

ઢ્રુવ.

ટળવળ મારે માવડી તું હવે દુઃખનો આવ્યો અંત
બીજ રોપાવીશ સુખનુ તેને ફળ લાગશે અનંત
ણુનંત કરૂણા કરશે હરી આપણી આશા પુરશે ખરી
એછે અનાથનોરે નાથ તેને ભજવા જાઉં રે માત. ૧૩

સુરતી.

વળી માતા એમ ઉચરે કુંવર પાંચ વરસનો તન
બીજું બાલક એકે નથી કેમ હું વાળું મન
કેમ મોકલું વનની વાટે કહેતાં મારાં હઈડા ફાટે
આંખની આગળ રહોને બાળ,ઘેરબેઠાભજીયે ગોપાળ.

ઢ્રુવ

ઘેર ગોપાળ ન પામી રે મનમાં મોહ ઉપજે માય
ખાતાં પીતાં પહેરતા માતા કેમ દમાશે કાય
કાયા દમતાં સરશે કાજ તપ કરતાં ગળશે મહારાજ
વનમાં જઇ વહેલો આવીશ માતાદો મુજને આશીષ.

સુરતી.

આશિશ દેછે માવડી સુતને હજયો કુશળ કલ્યાણ
મસ્તકે રક્ષા માયની કંઠે કૃષ્ણની રક્ષા જાણ
કંઠ ધરજો કૃષ્ણ ઉરની આગળ નારોકણ

કટી કેશવ પુરૂષોતમ પાય એથી આશીશ દે છે માય.
માને આંસુ આવીયા ત્યારે થંભીને રાખ્યાં નીર
મારી જીભે કેમ કહું વળી વનમાં વીચરો વીર
વીર વચન કોનાંનવ ધરશોતપકરતાં માયા નવકરશો
તપથી તમને મળશે હરી વીર વેગે પધારજો ફરી. ૧૮

કવી.

ફેરા ફરીયો માતાને રે ફરીને લાગ્યો ચર્ણ
આજ્ઞા માગીને સાંચર્યો વંદીને શુકન
શુકનમળી સ્વસ્તી ગાય શુવાસણી બેડુ ભરી જાય
વર કન્યા પરણીને મળ્યા વેદ ભણતાં વિપ્રજ મળ્યા.
મળ્યા શુકન સહુ હરખનાધ્રુવજીનીકળ્યાનગરબહાર
આગળ જાતાં ધ્રુવજીને રે મળીયા બ્રહ્મ કુમાર
બ્રહ્મકુવરભગવાનનેચહાતા હરીગુણ ગાતા વેણશુ વાત
કરજોડી કહેછે ભુપતન ક્ષમા કરો તમે નારદ મુન્ય.૨૦

નારદ.

કહે શીદ જાઓ છો શું છે તમારૂં કામ
કોણ તમારા માત પીતાને શું છે તમારૂં નામ.

ધ્રુવ

મારૂ નામ છે ધ્રુવ નીરધાર મારા પીતાને બે છે નાર

રાવ રાણા બેઠા શારંગ ઉત્તમને તેડ્યો ઉછંગ.
ઉછંગ બેસવા હું ગયો મારી ખાંત હઇયાની ખોલી
દ્રષ્ટીએ મુજને દેખીને અપરમા એમ બોલી
અપરકહેઅભાગણીકેરાજોસુખ,વાંછોતોવનજાઓવહેલ
ફરી જન્મ લે મારે પેટ તો તને રાજ અપાવીશ નેટ.
નેટ નારદ કેમ ભોગવું એનું આપ્યું ધન
સભા સઘળી દેખતા મને કીધાં કઠણ વચન
કઠણ વચન તે કેમ વીસરે લોઢા સમ હોય તો નીસરે
ખડગતણોતો સહિરે ઘાય પણ એ બોલસહ્યાનવજાય.

નારદ.

જા રે ઘેર અત્યારથી તું એવડો શો ધરે કાળ
માન કુંવર શું તાહરે તું પાંચ વરસનું બાળ
બાળકને શા ધરવા બોલ ખાઓ પીઓને કરો કલોલ
અપરમાનાં એવાં હેત વિચારીને વાળો ચેત.

ધ્રુવ.

ચિત તે કઇપેર વાળીયે, મને બોલાવ્યો નહિ બાપ
કશાયમાં લેખ્યો નહિ હુંતો તે અકળાઉછું તાપ.
તાપ કુંવર નારદ નવ આણીયે રતી,
સુખ દુઃખનું કોઇ સરીગત નથી.

હરિયે નીરમ્યું તેમજ હોય કર્યા કર્મ છોડાવે નહી કોય
કો કાળે વ્રદ્ધિ હાણ છે, તેનો ન ધરો હર્ખને શોક,
અણચીંતવ્યું જે આવી મળે ને તો ધર સંતોક.
સંતોષી કુંવર ઘેર પધારો અપરમાના બોલ વિસારો
આવ કુંવર તારા બાપને કહું,રાજ અપાવુંનેમાનેસહુ.

ध्रुव.

સભામાં શું દેખાડીયે, સઉકોમાં વળી નાક,
સભામાં જ્યારે શોભશું મન પુરૂષે અભીલાખ
લાખ લાખેણો કરશે હરી, ત્યારે મંદીર આવીશ ફરી
તપકરતાંજોહરીનહીંમળે,તોમુજ પ્રાણ તજીશ હું બળે.

નારદ

બળ ક્રોધે હરિ નહિ મળે માનો મારા તન
જન્મ થકી બેગ દેહ દમે, સ્વપ્ને નહી દરશન;
દર્શન તમને કેમ થાશે વન જઈને વીમાસણ થશે
વાધ વરૂ વનમાં બહુ હશે, તે દેખી તુજ તન ધ્રુવજશે
જાશે ચીત સંસારમાં ત્યારે સાંભળશે રંગ ભોગ,
ભુખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મુકશો જોગ.

ध्रुव.

જોગ રૂષી નહી મૂકું સ્વામ મન ઈંદ્રિયો રાખીશ ઠામ,

મેરૂ ચળે પણ ચુકું નહિ
રૂષીજી તમ પ્રતાપે સમી.

નારદ.

રૂષી કહે તું નીસર્યો ત્યારે જાતે મધુવન માંય.
જમુનાજીમાં નારીને તપ આદરજે ત્યાંય.
ત્યાં જઇ કરજે અલ્પાશન જળ પત્રને ફળ પ્રાશન,
વળી તુ ભજજે હરીનું નામ,સ્વરૂપસમજેશ્રીઘનસ્યામ
શ્યામને શીશ મુગટ છે કાને કુંડળ મકરાકર,
કૌટે સ્તુભ કામમેખળા પાય નેપુર ઝણકાર,
પાય પદમ શંખ ચક્રને ગદા એવું સ્વરૂપસમરજોસદા
કાનમાં અક્ષર કહું જે, દ્વાદશ અક્ષર ભણજો એહ.
એમ કરતાં ખટમાસમાં તુજને મળશે વૈકુંઠનાથ.

કવિ.

આશર્વાદ દેઇ દાસને મસ્તકે મસ્તકે મુકયો હાથ
હાથજો ધ્રુવ લાધ્યો ચરણ આજ્ઞા માગી વિચર્યો ચરણ
એહ કથા રહી એણે ઠામ રૂષિ પધાર્યા રાયને ગામ.
મુની આવ્યો મહારાજનું જોવા રાયતણું સુખ મન.
માન દિધા બ્રહ્મ પુત્રને વળિ આપ્યાં આસન
આપ્યાં આસન બેઠાં રૂષિ આશા ઉત્તમ તાતને વશી.

રાજા.

આશા રે રૂષિ સુખ નારાજ કુંવરના ચીંતાઅતિ આજ
આજ સભામાં રૂષિજી મારે ઉત્તમ ખોળામાંય
કુંવરજી હોય તો આજ વધે બહુ ઉછંગની શોભાય
સ્ત્રીને વુરાંસે વિસર્યું બાળ અપરમાએ દીધી ગાળ ૩૪
રૂષિ એ વચન નિસરિયો રે વિરો થયો શે વન
વનમાં વાઘ વરૂ હુએ તેને દેખી કુંજશે તન
તન કુંજસે તડકે ટાઢે મંદીરમાં માલંતો લાડે
વાયુ વ્રષ્ટિ કેમ સહેશે કુમાર એની કાયા કોમળ સાર
કોમળ પટકુળ પહેરતો તે કેમ ઓઢસે મ્રગચર્મ તેહ
મસ્તક બાંધતો મોળીયું કેમ રાખશે જટા એહ
એહ આનંદે હરતો ફરતો ઘોડાની અસ્વારી કરતો
કાંટામાં કેમ સુશે બાળ એની સજ્યા અહિં છે સાર.
સારાં અન્ય આરોગતો તે ફળ પત્રો કેમ ખાશે
પાણી પીનો પળે પળે તે જળવિણ કેમ રહેવાશે
તેની વતી રહેવાશે કેમ તેહ વીના હું દાઝું એણ
શુદ્ધ વિનાનો થયો શરીર વીસરતો નથી તેહજ વીર.
વળી વીર અહીં આવતો રમતો રંગ અપાર
ભુખ તરસ જ્યારે લાગતી, સુખડી માગતો સાર;

સારી સુખડી સુંદર મેવા, કાલુ કાલુ બોલતો એવો;
તેણે અમને કીધાં તજ્યાં પુત્ર વીના શું કરવું રાજ્ય.
શં કરીયે સુખ સાહેબી ચિત્ત ઠરતું નથી કોઇ ઠામ
શું કરીયે રાજ અને શું કરીયે ધન ને ધામ.
ધન ગયું અમારૂં આજ, પુત્ર વીના સહુ સુનો સાજ
પુત્ર વિના હું દુર્બળ દુઃખી, મારા પ્રાણ જસે રૂઠી.

નારદ.

રૂષી કહે તમે મા રૂવો મને મળ્યું હતું તે બાળ
આશીરવાદ લેઇ મેલ્યો ભજવા શ્રી ગોપાળ.
ગોપાળ ભજશે દિવસ થોડે, કુંવર ઘેર પધારશે કોડે
માંડો રાજ્યને છોડો દુઃખ, એવું કહીને વળીગો રૂખ.

કવિ.

રૂષિને ચરણે લાગીને ધ્રુવ વિચર યોવન મોઝાર,
મધુવન પોચ્યા પ્રેમથી કીધો ત્યાં જઇ તપ વિચાર
ત્યાં જઇ માસ કીધો ઉપવાસ ફળકપ પ્રાશ
ત્રિજે માસ છઠે દીન એમ, ચોથે માસે જળનાં નેમ.
નેમ ધરીને નેહથકી, ભજે ઇશ્વર અશારણ સરણ
પાંચમે પ્રાણજ રૂધિયા ધ્રુરજી ઉભા રહ્યા એક ચારણ
ચરણ ચતુરભુજ ચીત્તમાં ધર્યો,

દ્વાદશ અક્ષર મનમાં ભણ્યા,
એમ કરતાં વીત્યા ખટમાસ,
રૂદીયામાં ઓળખ્યા અવિનાશ.
અવીનાશીને ઓળખ્યા રે એમ ઉભો રાજન
પૃથ્વી લાગી ડોલવા ત્યારે, ડોલ્યું ઇંદ્રાસન;
ઇંદ્ર અમર સૌ એકઠા થયા, વેગે વૈકુંઠે ગયા,
જઇ કેશવને લાગ્યા પાય મધુવનમાં કોઇ કષ્ટે કાય.

દેવતા.

કાયા કષ્ટી વસ રાખવી એ ઇંદ્રી મન અચેત,
અચરત એતો અતી ઘણું, અમે બોલ્યા અમર ધરીહેત
અમર કહે અમને બીક લાગી રખેલે ઇંદ્રાસન માગી

વિષ્ણુ.

વિષ્ણુકહે સાંભળ સુરપતી રાજ્યભોગએઇચ્છતોનથી.
નથી ઇચ્છતો સંપત્તિને કે નથી ઇચ્છતો સુખ તેહ;
ચરણ ધર્યા ચીતે મારાં ક્ષણું અળગો ન મુજથી તેહ;
મુજથકી અળગો નહી એહ એણે દમી છે પુરણ દેહ.
સદા સ્મરણ રાખે છે મારૂ કહો એએને કેમ વિસારૂ.
વિસાર્યો વિસરે નહી એને, આપીશ અવીચળ અર્થ.
નામ નહી લે તમ તણું, કયાં બીહો છો વ્યથ.

## કવિ.

ઈંદ્રતણી આસના વાસના કરી સુસ્થાનકમોકલ્યા ફીર
ગરૂડે ચઢી ચાલ્યા શ્રી હરી વનમાં આવ્યા વેગે કરી.
કર્યો નાદ જ્યારે શંખનો ત્યારે ધ્યાનમાંથી ધ્રુવ જાગ્યા
નેત્ર ભરી નીહાળીને રે ધ્રુવ શું પાયે લાગ્યા
પ્રેમે કરી પ્રણામ્યા નાથ હરી મેલ્યો મસ્તક હાથ
નીર્મળ વાણી હવી પ્રકાશ સ્તુતી કરે કરજોડી દાસ.

## ધ્રુવ.

દાસ દયાળને વીનવે તમો, સર્વ જગતનાં ભુપ,
અકળ તમારી ગતી છે ન્યારૂ અકળ તમારૂ સ્વરૂપ.
સ્વરૂપ નામ તમારાં જેહ ગણતાં પાર ન પામું તેહ.
સઘળી વાતેછો તમે સ્યામ પ્રાણી માત્ર કરે પ્રણામ.
પરણામી પરમાતમા શ્રી હરી સારંગપાણી હોય,
અદભુત શક્તિ આપની તારો પાર ન જાણે કોય;
પાર ન જાણે કોય લગાર હું કેમ પામીશ તારો પાર.

## ભગવાન.

એવું શુણીને હરખ્યા નરહર કુંવર એ માગ્ય તુંવર.
વર કેમ માગુ વીઠલ હુંતો કરીશ તમારી સેવા.
વીષયભોગ સંસાર છે એતો સુપનમાં સુખ જેવા.

સપના જેવી કાચી કાયા, સંસારની શી ધરવી માયા
માયામાં ન મોકલો વાહીને ન કરો વેગળો. ૫૦
વેગળા વીરા ક્ષણું ન કરૂ વળી તું વહેલો આવીશ.
જે ફળ દુર્લભ દેવને મળવું તે ફલ તું પામીશ;
તે ફલ તુજને આપું આજ સંસારમાં તારી રહે લાજ.
લોક કહે રઝળીને મુવો સ્વજનોમાંથી પડયો જુજવો
પડયો સ્વજનથી જુજવો ત્યારે સુરતીને દુઃખ થાય
ઘેર જાને વીરા તું તારી, વાટ જુવે માય,
માને બાપતણા દુઃખકાપો,ઇહાંથીજઇસૌનેસુખ આપો;
મારી આજ્ઞા પાલજ આજ,
છત્રીસ હજાર વરસ ભોગવરાજ. ૫૨
રાજ્ય ભોગવી તું આવજે, તને મોકલીશએકવીમાન
તેમાં બેશી તું આવજે, તારૂં થશે જગતમાં જાણ,
જાણ જગતમાં થાશે રાય તેણે વધશે તુજ મહીમાય.

કવિ.

આપી વચન વળ્યા ગોપાલ, જમનાજીમાં નાખ્યુંબાલ
બાલકને મારગમાં જાતાં ઉપજયો મન વિચાર
જે ફલ દુર્લભ દેવ ગણે તે મને મળ્યા મોરાર,
મળ્યા મોરાર પણહું નહીંફાવ્યો,હરીભજીમાયા લાવ્યો

આગલ રૂષીજી કહેતા એમ તમને ત્રીકમ મળશે કેમ.
મુજને ત્રીકમજી મળ્યા મેંતો જાવા દીધા ફોક;
ફરી જઈશું સંસારમાં મને હસશે દુરીજન લોક,
લોક કહેશે એની બુદ્ધિ થોડી રત્ન આપીનેલાવ્યોકોડી
પણ એક જશાહું મોટોલાવ્યોહરીનાંદર્શનકરીનેઆવ્યો.

લોકો.

હરી દરશાન કરીને આવ્યો રે, રાય તમારો તન.

રાજા.

હું દુખીઆને શું હસો છો રે તમે તે સર્વે જન,
દુખીઆને શું હસવા સાચા,વને ગયા કેમ આવેપાછા
વન ગયે થયા ખટ માસ, તે કુંવરનો શો વિશ્વાસ.૫૬

કવી.

ઉર વિશ્વાસ ન આવ્યો ત્યારે આવ્યા નારદ મુન્ય

નારદ.

દરશાન કરીને આવ્યો રાય તમારો તન.
રાય તમારો તન ઘણું જીવો એ કુળમાંપ્રગટયોદીવો

કવિ.

વચન શુણી રીઝયા નરપતી,
વળતી વધામણી આવી અતી. ૭૫

વધામણીમાં આપ્યા રૂડા રાયે એકાવળ હાર,
રથે બેસાને સંચર્યાં, સાથે સુત બે નાર,
નારીને શીરે સુવરણ ઝાલી ભેટ ભલી લીધી છે ભારી
રાય રથેથી ઉતર્યા જ્યારે પુત્રે પરણામ્યા તે વારે,

ધ્રુવ.

પ્રથમ પરણામ અપરમાને, તેં ભેટાડ્યા શ્રીપત્ય,

સુમતિ.

વળતી માતા એમ બોલ્યા તું વાણી બોલ્યો સત્ય,
વાણી બોલ્યો તે સત્ય સહી આપણી આશા પુરણથઈ

સુરતી.

વીરા હું જોતી હતી શેવાટ, તે મા ટાળ્યો ઉચાટ. ૫૯

કવી

ઉચાટ મનનો ટાળ્યો કુંવર, તેડ્યા આનંદ ભેર,
હેતનાં આંસુ આવ્યાં ત્યારે દુધની ચાલી સેર,
સેરચાલી તે કુંવરે પીધી,માતાએ ઘણી આશીશ દીધી

સુરતી.

ઘણાં વર્ષ જીવો રે તન તમે કર્યા છે કુળ પાવન. ૬૦
પાવન કરીયાં કુળ આપણા વંશે પધાર્યા નામ,
મહિમા વધાર્યો જગતમાં તે તેં ભજીને શ્રીરામ.

કવી.

રામભક્ત તડકામાં દીઠા ઉતમે ત્યાં છાંયડા દીધા,
બંને ભાઇની પોતી રળી,હેતનાં આંસુ આવ્યાં વળી.
વાડી રોપાવી બારણા આગળ કોમળ કેળના થંભ,
અક્ષર અંકુર કુમકુમ ને જળ, ભરી ચઢાવ્યા કુંભ;
કુંભઉપરઅક્ષરલખીયાજ ધ્રુવને અવીચળ હોજો રાજ
જાલ દદામા ભેરી નાદ ધ્રુવને પધાર્યા નીજપ્રસાદ. ૬૧
પ્રસાદમાંહી પધાર્યા ત્યારે, હરખ્યો સઘળો સાથ,
ભાવતાં ભોજન પીરસ્યાં ત્યારે, કાઢી વીવાની વાત
વીવાહ કીધો ગહલ્યા સાથે પ્રેમે કરી પરણાવ્યા નાથે

ઈંદ્રની.

કુંવરીને રાજકુમાર, ધ્રુવજી પરણ્યા બીજી નાર્ય ૬૨
નારી સાથે રંગે રમે સુખમાં કાઢે દંન.
રાજાએ વળી તેને આપ્યું, પોતાનું આશન
આસન બેઠા ધ્રુવજી આણુ; વરતાવી પોતાની આણ
શાસ્ત્ર પ્રણામ કરી નીરાધાર, વરતાવે વરણ શ્રમચાર.
વર્ણાશ્રમના ધર્મ બધાને, સમજાવે સુજાણ.

ધ્રુવ.

આપ આપના ધરમ પાળીયે, જે લખ્યું હોય નીર્વાણ

ગીવાણ શાસ્ત્ર ભણે રે બ્રહ્મ, આયુદ્ધ બાંધવાક્ષત્રી ધરમ
વૈસ્યને કરવા ખેતી વેપાર, શુદ્રને સેવાનો અધિકાર
સેવા તે સઘળી વરણને હરી ભજોને નીત્ય.
વરણ ધરમ શો પાળીએ સાચું, બોલીયે તે શુભ રીત
સાચું બોલી સંતોષ વાળીએ મોહમાયામત્સરટાળીએ
ન કરો કુડ કપટ અન્યાય, એટલી શીખામણ દેછેરાય.
છત્રીસ હજાર વરસ વહી ગયાં ત્યારે
આવ્યું વિમાન પાસ,
વૈમાન બેસીને સંચર્યા ધ્રુવ ગયા આકાશ,
આકાશમાં ધ્રુવ બેઠા જઇ અચીચળ પદ પામ્યા તહી
જે ગાયે ધ્રુવનું આખ્યાન, તેતો પામેઅચીચળ સ્થાન

---

૭૧

પ્રભુતનેપ્રસનતેકયમથાયે,તારાદીલનુંકપટનવજાયે.પ્રભુ૦
પ્રભુ કીર્તન પ્રભુ નામ સ્મરણમાં અતીશેઆળસતારે;
ડાચા કુટ લવ પરનીંદામાં આખો દીવસ નહારે. પ્રભુ૦
પ્રભુનું પુજન કરતી વેળા, કાયા તારી કંપે;
ગંજીફો સોગટાં કુટતાં આઠ પહોર નવ જંપે. પ્રભુ૦

હરીનું ચંદન ઘસતાં તારૂ, શ્રમથી શરીર બગડે;
કુંડી કદકુ લેઇ મસાલો ભાવે ભાંગજ રગડે. પ્રભુ૦
એકાદશી ઓછવનાં જાગ્રણ અતી કઠણ તને લાગે;
ભાંડ ભવૈયા જોવા સારૂ; સારી રાતજ જાગે. પ્રભુ૦
હરિના ભગતને લુખુ સુકુ વેઠજ વળગી જાણે;
સગાસંબંધીપરૂણાઆવેતેનેપીરસે મીષ્ટ પરાણે. પ્રભુ૦
બે પૈસાની ગુરૂ સેવા બતાવે, ત્યાં ગણગણતું બોલે;
ઘરનીસ્ત્રીજયારેમાગેઘરેણું,ત્યાંહરખીમગનથઇડોલે.પ્રભુ૦
ખોટાં મોતી કાચ ક્રીડીયાં, ભગવત ભુષણ ઘાલે;
સોનું રૂપું મણી મુક્તા વિના,સુતસ્ત્રીનેનવચાલે. પ્રભુ૦
જગ દેખતાં જપવા બેસે, બાકી નાહ્ય ન ખાવા;
ગળાં કાપે ત્યોંથાયગળગળો,એ વૈશ્નવનાભાવા. પ્રભુ૦
આ કરવું આ ના કરવું, એમ અન્યને શિક્ષા દે છે,
તે પરમાણેતુંનથી કરતો,અનુચીત કરમ કરેછે. પ્રભુ૦
અંતરના છળ અન્ય ન લે પણ, જાણે અંતરજામી;
એતો સાચાનો સંગી છે, દાસ દયાનો સ્વામી. પ્રભુ૦

૬૨ ધ્યાનાં.

સમરી લેને શ્રીહરી મુરખ તું તો સમરી લેને શ્રીહરી.
આવો દાવ નહી આવેફરી,મુરખનરસમરીલેનેશ્રીહરી.

મનુષ્યા દેહ દુર્લભ તને આપી, કૃષ્ણે કરૂણા કરી;
ધન દોલતને માલ ખજાના, બેઠો કચેરી ભરી. મુરખ૦
હજુ મુરખ તને લાજ ન આવી, ખાઇશ જુતીઓફરી;
તું જાણે મારી સાથે આવશે, અકલતારીબરી.મુરખ૦
કળજુગમાં કારણ કીરતનનું, સેહેજે ગુણકા તરી;
મરવાનો ભયનથીરાખતો,ડગનથીભરનોડરી. મુરખ૦
ચંચળ ચપટ નેત્ર તમારાં ને સીરપર મુગટ ધરી;
દયાપ્રીતમભજગોવરધનધારી,ભવસાગરજાતરી.મુરખ.

## કૃશ્નજીના દશ અવતાર. ૬૩

કૃશ્ન કનૈયાને જઇ મળો રે,
હરી હઇયાના હાર મારા વ્હાલા;
પહેલેને રૂપે શ્રી હરી રે,
ધર્યો મચ્છા અવતાર મારા વ્હાલા;
સંખા સુરને મારીયોને,
આપ્યા બ્રહ્માના વેદ મારા વ્હાલા. કૃશ્ન૦
બીજે ને રૂપે શ્રી હરી રે,
ધર્યો કચ્છા અવતાર મારા વ્હાલા;
કચ્છે તે સાગર ડોળીઓ રે,
ચૌદ રત્ન કાઢ્યાં બાર મારા વ્હાલા. કૃશ્ન૦

ત્રીજેને રૂપે શ્રી હરી રે,
ધર્યો વરાહ અવતાર મારા વ્હાલા;
પૃથ્વી દાંતમાં ઘાલી લાવીયા રે;
ગઇતી રસાતાર મારા વ્હાલા. કૃષ્ણ૦
ચોથેને રૂપે શ્રી હરી રે,
ધર્યો નરસીંહ અવતાર મારા વ્હાલા;
હીરણ્યા કશ્યપને મારીયો રે,
પ્રલાદની કીધી સહાય મારા વ્હાલા. કૃષ્ણ૦
પાંચમેને રૂપે શ્રી હરી રે,
ધર્યો વામન અવતાર મારા વ્હાલા;
બળી પાતાળે ચાંપીઓ રે,
આપ થયા છડીદાર મારા વ્હાલા. કૃષ્ણ૦
છઠેને રૂપે શ્રી હરી રે,
ધર્યો ફરશુરામ અવતાર મારા વ્હાલા;
ફરશુરામે ફરશી ફેરવી રે,
સહસ્ર અરજુનના હાથ મારા વ્હાલા. કૃષ્ણ૦
સાતમેને રૂપે શ્રી હરી રે,
ધર્યો રામા અવતાર મારા વ્હાલા;
રામે તે રાવણ રોળીયો રે,

દેવોને કીધું સુખ મારા વ્હાલા. કૃષ્ણ૦
આઠમેને રૂપે શ્રી હરી રે,
ધર્યો કૃષ્ણ અવતાર મારા વ્હાલા;
કૃષ્ને તે કંસને મારીયો રે,
આપ્યું ઉગ્રસેનને રાજ મારા વ્હાલા. કૃષ્ણ૦
નવમેને રૂપે શ્રી હરી રે,
ધર્યો બુદ્ધા અવતાર મારા વ્હાલા;
દશમેને રૂપે શ્રી હરી રે,
ધરશે કલંકી અવતાર મારા વ્હાલા;
કલીંગડાને મારશે રે,
કમળાના કંથ મારા વ્હાલા. કૃષ્ણ૦

૬૪

હું તો તને વારૂં રે, આતે શું કર્યું રે,
હરી હીરો ખોયો, ને વોહોર્યો સંસાર;
હૈયું તારૂં ફુટયું રે, આંખે થયો આંધળો રે,
વિસારીને મેલ્યા રે દીનદયાળ હું તો૦
મારા સાળા મુરખ રે, બુદ્ધિ તારી કયાં બળી રે;
માથે તો ભમતો ન દીઠો કાળ;
ગપોટાને હાંકયા રે, બધા ગામનાં રે,

વિચારીને ન જોયું રે, સાર અસાર. હું તો૦
મુનશા જનમરે મેળવ્યો તે ધુળમાં રે,
હંસા ઉપર ઘાલી હામ;
જનુનીએ જણ્યો ત્યારે આડો શે ન આવ્યો રે,
તારી માની કુખે ન દીધો ડામ. હું તો૦
સગાને કુટુંબ રે, બુરાડવાને સૌ મળ્યું રે,
તરવાને ત્રીકમ નામ સંભાળ;
ચટકો તને લાગે તો ઝટપટ ચેતજે રે,
હવેથી નું ગાફલ ન રહીશ ગમાર. હું તો૦
ડહાપણ ડોળ્યું રે, સ્વારથ સાથમાં રે,
પરમારથની ન જાણી પેર;
રણછોડ કહે છે રે રાંડના તું ચેતને રે,
વહ્યો ગયો લોભ નદીની લહેર. હું તો૦

૬૫

નહી રે વીસારૂં હરી અંતરમાંથી,
નહી રે વીસારૂં હરી,
આડે મારગે જાતાં ને વલતાં,
અમુલખ વસ્તુ જડી, અંતર૦
નદી જુમનાંનાં જલ ભરવાને જતાં,

શીરપર મટુકી ધરી, અંતર૦
પીળા પીતામ્બર જલકસી જામા,
કેસરી આડ કરી, અંતર૦
મોર મુગટને કાને કુંડલ,
મુખપર મોરલી ધરી, અંતર૦
રાણી રૂક્ષમાણીના મહેલ તજીને,
કુબજાને રાણી કરી અંતર૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
વરતો વીઠલને વરી, અંતર૦

૬૬

હરીગુણ ગાવો રે ગાવો; કે અવસર નહી આવે આવો.
મુનશા દેહીનો મેળાવો, હરી ગુણ ગાવો રે ગાવો. ટેક.
લક્ષ ચોરાશીમાં ફર્યો ફરી ફરી અવતરશો મરશો;
ધોકો જનમ જનમ ધરશો, હરીગુણ ગાવે રે ગાવો;
સૌ મળી કહે મારૂં મારૂં; તેમાં કાંઇ નથી તારૂ;
મ્રગજળ માયાનું સારૂ, હરી ગુણ ગાવો રે ગાવો;
અંતે સૌ અળગું રહેશે, વાલપણે વળગ્યું રહેશે;
સુખદુઃખ કોણ કોને કહેશે, હરીગુણ ગાવો રે ગાવો;
કાયામાં સાચું કરવું, ધ્યાન હરિનું નીત નીત કરવું

સગાં સંબંધી મતલબ કેરાં સ્વારથી રે,
રણછોડ આ ટાણે કરવું, હરીગુણ ગાવો રે ગાવો.

૬૭

જે દુઃખ થાય તે થાજો રે, રૂડા રામને ભજતાં. (૨)
પંડ પડે તો પતળા તો, જીવ જાય તો જાજો રે. રૂડા૦
ઉંચો બાંધીને તળે અગ્નિ પ્રજાળે,મારમુશલકેરાખજોરે
લોક નિંદેતેને નિંદવા દેજો,રાજા દંડેતોદંડાજોરે. રૂડા૦
સાતપાંચસંતમળીરાંકરણછોડ,ગુણલાગોવિંદનાગાજોરે

૬૮

સતગુરૂ સહાય કરો એકવાર રે;
મારો તે મુરખનો અવતાર રે.
પથ્થર કરતાં કઠણ હૈયું છે મારૂં રે,
તેમાં હરી નામ ન ભેદે તમારૂં રે;
મારા તો મનની વાતો તે વાંકી રે,
સતગુરૂએ પથ્થર નાંખ્યા ટાંકી રે.
ટાંકીને મારગ મુગતા કીધા રે,
સત ગુરૂએ મંત્ર અનોપમ લીધા રે.
આતમ જ્ઞાન વિના વર શુંનું રે,
સગપણ શોધીને કહાડજો જુનું રે.

જીવ તું તો જાગીને જોને વિચારી રે,
મુવા પછી મુક્તિ તે ક્યાંથકી માગી રે.
એવી છે દાસ હરીની વાણી રે,
તેને તમે રાખજો; હ્રદયામાં જાણી રે.
સતગુરૂ સહાય કરો એક વાર રે,
મારો છે મુરખનો અવતાર રે.

૬૯

જેણે રે ગોવીંદરામ તમને વીસાર્યા,
તમને વીસાર્યા તે નર ભવો ભવ હાર્યા, જેણેરે૦
તમને વીસારી કવણ સુખ કીધું,
અમરત ઢોળી ઝેર હળાહળ પીધું. જેણેરે૦
તમને વીસારી અવર મન મોહ્યું,
કોડીને બદલે કંચન ખોયું. જેણેરે૦
તમને વીસારી અવર રંગ રાચ્યો;
વાંઝ નરહી નારી જનુની માતા. જેણેરે૦
તમને વીસારી નિંદ્યા ભરી સુતા,
ભણે રે નરસૈયો તે નર ભવો ભવ ભટક્યા.જેણેરે૦

૭૦

નારાયણનું નામજ લેતાં વારે તેને તજીએ રે,

મનછા વાચા કરૂણા કરીનેલક્ષ્મીવરને ભજીએરે. ના૦
કુલને તજીએ કુલ ધર્મ તજીએ તજીએ માને તાત,
ભ્રાત ભગની સર્વે તજીએજેમતજેકાંચળીસાપરે. ના૦
પ્રથમ પીતા પ્રહલાદે તજીઆ ન તજ્યું હરીનું નામ,
તજી જનેતા નવ તજીઆ શ્રી રામ રે. ના૦
રૂષી પત્ની રાઘવને કાજે તજેલા ભરથાર,
તે માટે કાંઇ કુડું ન પડીયું પામ્યા પદારથ ચારરે.ના૦
વ્રજ વનિતા વીઠલને કાજે સર્વે તજીને વન ચાલ્યા,
ભણે નરસૈયો વંદ્રાવનમાંશ્રીકૃશ્નસંગાથેમહાલ્યારે. ના૦

૭૧

તારી ભક્તી બોડાણાને ભાવી રે રણછોડ રંગીલા.
જમણા હાથમાં તુલશી વાવી રે. રણછોડ૦
છઠે માસે તે ઠેઠ ચડાવી રે, રણછોડ૦
મહા મજરો કીધો મધરાતે. રણછોડ૦
આપ આવ્યા બોડાણાની સાથે રે. રણછોડ૦
દેશ ગુજરાતમાં આવીને રહ્યા રે. રણછોડ૦
વાલો ઉમરેઠ આવીને રહ્યા રે, રણછોડ૦
ત્યાંતો પગલાં પુજાય છે તારાં રે, રણછોડ૦
ત્યાંતો પ્રગટ પારખું કીધું રે, રણછોડ૦

આખા લીમડામાં એક ડાળ મીઠું રે. રણછોડ૦
સૌને દરશન થાય છે સારાં રે; રણછોડ૦
કાબાને થઇ છે જાણુ રે, રમછોડ૦
કાબા દોડે ને ભગત થાયછે ભારે. રણછોડ૦
આસા રામનો આશરો તારે રે, રણછોડ૦
વાલા તારીને પાર ઉતારો રે; રણછોડ૦

પરજ ૭૨

પ્રભુ વિના બીજી કુણ તારો બેલ્ય છે રે,
હરી ભજે તો સુખડાની રેલ્ય છે રે;
સગાં સંબંધી મતલબ કેરાં સ્વારથી રે,
નાડી તુટે ત્યારે કોઇ કોઇનું નથી રે;
ગાડી રથડા વળીને હાથી ઘોડલા રે,
મેલીને મરવું રહેવું છે દહાડા થોડલા રે;
મોટા રંગના ભરેલાં રૂડાં માળીઆં રે;
એક દિન સુવું છે મશાણમાં અકાળીયાં રે;
ભણ્યા ગણ્યા મરી ગયા ભોગીયા રે,
રામના શરણ વિના ભવોભવ રોગીઆ રે;
ડાહ્યા ડાહ્યા વખાણતા જે નર દેશમાં રે,
પ્રભુને ભજ્યા વિના પેઠા વંતર વેશમાં રે;

કાયા કોમળી આતો અગન કેશ કાજની રે,
રૂદે શીખામણ ધરને રૂષીરાજની રે.

૭૩

ભક્તી શીશતણું સાટું રે આગળ વસમી છે વાટું ટેક.
એક દીવસ તો આવી બની, રાજા મયુરધ્વજને માથે;
કાશીએ જઇને કરવત મુકાવ્યું, હરિજનને હાથે. ભ૦
સત્યને કાજે ત્રણે વેચાણા, રોહીદાસને રાણી;
રૂષીને વાસ્તે રાજા વેચાણો,ભરવાને નીચઘેર પાણીરે.
પેરો પટોળાં તમે પ્રેમનાં રે, તમે શુરવીર થઇ ચાલો;
ભોજેભગત કહે ગુરૂ પ્રતાપે, અમરાપર માલો. ભ૦

## શ્રી રાશહુંડી.

મારી હુંડી સ્વીકારો મહારાજરે, શામળા ગીરધારી;
પ્રભુ એક તમારો આધાર રે, શામળા ગીરધારી. ૧

સાખી.

પ્રહેલાદની પત રાખવા ધર્યું નરસિંહ રૂપ
થંભ થકી વહાલો પ્રગટીયો રે વહાલે
માર્યો હરણાકંશ ભુપ રે. શા૦ ૨
નીભાડામાંથી બળતા ઉગાર્યા બિલાડી કેરાં બાળ
ટીટોડીના વહાલે ઈંડા ઉગાર્યા

હરી હેતે થયા રખવાળ રે. શા૦ ૩
વાણીઆને વિમાસણ કરી ને કર્યો માટીનો આર
ખાડણીયામાં મોભી ખાંડીયો તમારી
મરજી પ્રમાણે મહારાજ રે. શા૦ ૪
રાંણેજીએ રાગ વધારી મીરાં કારણ મહારાજ,
જેર ઘોળી મોકલ્યાં તમે ઝેરના શરણ હારરે શા૦ ૫
ગંગેવ કેરે કારણે ચકર ધરીયો હાથ
સુધન્વાને કારણે તમે તેલમાં થયા તતકાળરે શા૦ ૬
છબીરાજની માટી છાબે તોલાણી ખાલી કર્યા શરીર
ધર્મ કેરે કારણે તમે કોલવા કારણ મહારાજરે શા૦ ૭
સાડા ત્રણસો ઓરડા નાગરના જુનાગઢ મોઝાર
તેમાં નથી મારે નોતરૂં મને નાતે દીધો તીરસ્કારરે શા૦ ૮
આ ઝુંપડી તારા સેવકનિ જમવા નથી જાર
બેટી બેટા નો વળાવીયા હવે
વળાવી છે ઘરની નારરે શા૦ ૯
ગ્રંથ તો ગોપીચંદનું તુલસી હેમનો હાર
સાચું ઘરેણું મારે સામળો મારી
દોલત છે ઝાંઝને પખાજરે શા૦ ૧૦
હું નથી મોટો લખપતિ હું નથી શેઠ શાહુકાર

નરસીમહેતાની વિનંતી હું તો નાગરમાંછું કંગાલરેશા૧૧
શેઠ તો દુવારકાંપુરી શામળશા જેનું નામ
હુંડી લેજો હાથમાંમોહન કરજો પછી બીજુ કામરે શા૦ ૧૨
તિરથવાશી ગામમાં ફરે પુછે નામને ઠામ
ગલીએ ગલીએ ફરી વળયાં અહી
નથી શામળશાનું નામરે શા૦ ૧૩
ધુતારે ધુત વિદયા કરી અમને કહેતુ બધુ ગામ
ઠગારે કરી ઠેકડી અમારે પુર્વ જન્મના પાપરે સા૦ ૧૪
તીરથવાશી ગામમાં ફરી નીકળ્યા ઝાંપા બાર
ત્યારેરૂપલીધું વાલે વણિકનું વાલોત્યારે થયાતતકાળરે૧૫
કાને કુંડળ જળહળે એના તેજનો નહી પાર
બાંએ બાજુબંધ બેરખા હરીને હૈયે છે હેમેના હારરે૧૬
હુડી લાવો હજુરમાં શામળશા મારૂ નામ
હમેશાં લખજો હુંડીયું કેજો વાણોતર સરખુ કામરે ૧૭
હુડી હાથો હાથ આપી વાલે પુરી હઇયાની હામ
નરસિહમેતાનોસ્વામીશામળોવાલેનવખંડમાંરાખ્યુનામરે
મારી હુંડી સ્વીકારો મહારાજરે શામળા ગીરધારી
માથે ધણી ધાર્યો કીરતારરે શામળા ગીરધારી
મને કોઇની નથી પરવારરે શામળા ગીરધારી

મારે શાંમળીયા જેવો સરદારરે શામળા ગીરધારી
તમે શામળીયા લેજો સારરે શામળા ગોરધારી

પ્રાતઃ પ્રભુ પ્રાર્થના. ૭૫

રાગ રામગ્રી.

પઢોરે પોપટ રાજા રામના, સતી સીતા પઢાવે;
પાસે બંધાવિ પાંજરૂં, મુખેરામજપાવે. પઢોરે૦ ૧
પોપટ તારે કારણે લીલા વાંસ મંગાવું,
તેનું ઘડાવું પોપટપાંજરૂં, હીરારતને જડાવું. પઢોરે૦ ૨
પોપટ તારે કારણે રી શી રસોઇ બનાવું,
સાકરનાં કરી ચુરમાં, ઉપર ઘી પીરસાવું. પઢોરે૦ ૩
પાંખ પીળીને પગ પાંડરાં, કોરે કાંડલો કાળો;
નરસઇયાનાસ્વામીનેભજો રાગ તાણી રૂપાળો. પઢોરે૦ ૪

૭૬

રાગ રામગ્રી.

કોણ એ સમાના કામની, દંત ફળીયલ રામા,
દ્રૂપદીની લજ્જા રાખવા હરી ઉભા છે સામા. કોણએ૦
વાલોજી ગયાતારે વાડીયે, સરવે સુંદરિ સાથે,
સેલડીનો સાંઠો છોલતાં છરી બેઠી છે હાથે. કોણએ૦ ૨
માનિતી મંદીર પધારીયાં; ચીંથરડાંરે લેવા;

દ્રૌપદિયે ચીર વધેરીને, હરીને પાટો બાંધવા. કોણએ ૩
ત્રીકમે તેનાં તાંતણાં, લખી રાખ્યા છે લેખે
નવશે નવાણુ ચીર પુરીયાં, સઘળીસભારેદેખે કોણએ૦૩
ગરૂડે ચઢીને ગોવીંદ આવીયા, આવ્યા અંતરજામી
ભક્ત ઉદ્ધારણ ભુધરો, મહેતા નરસંઇનો સ્વામી. કોણ૦

૭૭

રાગ રામગ્રી.

આવો અમારે દેશડે, મીઠા મોહન માવા,
દહી દુધને વળી ઘ્રુત ઘણું, ખીરમાં ખાંડરે ખાવા. ૧
રસોઇ કરી ભાત ભાતની, કાન તમારે કાજે,
પ્રીતમ પ્રીતે પધારીએ, કૃપા કરીને આજે. ૨
ગંગાજળમેં તો ગરમ કરીયું, નાથ તમારે નાવા;
આપુ પીતાંબર પહેરવા, ચાલો પરસાદ પાવા. ૩
અરજ સુણી અલબેલડો, પ્રેમે આવ્યા છે ધાઇ;
ગોપીઓ દેખી ઘેલી થઇ, અતી મન હરખાઇ. ૪
ભાવેથી ભોજન જમાડી, બીડી પાનની દીધી;
ઘણા દીવસની ગોઠડી કાન આગળ કીધી. ૫
પ્રેમની સાંકળે બાંધીયા, હવે નહી દેઉ જાવા;
નરસઇના સ્વામી શામળા, ચાલો ગોકુળ ગાવા. ૬

પદ. ૭૮

હરી ભજ્યાનું ચોઘ્રડીઉં, તમે ફરી ફરી કયાં મળશોરે;
ચુંપ કરીને ચેતી લેજો, ભવનાં તારણ તરશોરે ટેક૦ ૧
મનુષ્યા દેહ મટી જાશે ને, પશુ પંખી અવતરશોરે;
વરણાગીમાં વાટ ઉકશે, કોણ ખાણે રડવડશોરે. ૨
દુઃખ લાગે તો વહેલુ લાગો, ઉંધે ઉંધું ચાલ્યું રે;
માને ઉદર શું બોલ્યો તો, શું બોલ્યો શું પાળ્યુંરે. ૩
જોબન જાશે જરા આવશે, નેન નાશીકા ગળશેરે;
સગાં સ્નેહી સુખનાં બેલી, અંતે અળગાં રહેશેરે. ૪
હરી નામ તો હારી બેઠો, વિખિયામાં વીંટાયોરે;
ધોળે દહાડે ધજા બંધાણી, ચઉટા માંહી લુંટાયોરે. ૫
આ અવસર તો રૂડો કહાવે, પાપ ન કરશો પ્રાણીરે;
કલ્યાણ કહે તે કહ્યું ન માને, પથરા ઉપર પાણીરે. ૬

પદ. ૭૯

નારાયણ નામ લેને તું પ્રાણીરે,
બદ્રીનાથ પ્રગટ જુગ જાણી. (ટેક.)
ગર્ભવાસે રક્ષા તારી કીધીરે,
લીધો જઠરા અગ્નીથી ઉગારીરે,
તેને કેમ મેલ્યો છે વીસારી, નારાયણ૦

નરદેહ દીધો તુને નાથેરે,
ધન હોય તો વાવર તારે હાથેરે;
પડયું રહેસે કોડી ન આવે સાથે, નારાયણ૦
વણ સમજે કહે મારૂં મારૂંરે,
ધન કાજ ફરે તન તારૂંરે;
તારે હાથે નથી ધન તારૂં. નારાયણ૦
મીથ્યા સુખમાં તે શું લપટાણોરે,
લોક લાજે ગળે દીધો પાણોરે,
જાય છે ત્રષ્ણાના પુરમાં તણાણોરે, નારાયણ૦
કાયા માયા એ રીતે કાચીરે,
તેમાં રંગમાં તે શું રહ્યો રાચીરે,
બ્રહ્માનંદ કહે વાત સાચી. નારાયણ૦

પદ. ૮૦

વૈકુંઠ મારૂ ઢુંકડું, હરીજનને મન હજુર
હુરીજનથી દુર વસે છે વૈકુંઠ.
કામ ક્રોધને લોભજ કહીએ તેનાં ઉખેડોને મુળ;
મોહ માયાને મમતા કહીએ તેનું તે કાઢો શુળ. વઇ૦
પાત્ર દેખીને પોસીએ ભુખ્યાને આપીએ અન્ન;
કુડ સાખો ન પુરીએ, નવ પરહરીએ પરધન. વઇ૦

ચીત ચોરી ના રાખીએ, મારીને રાખીએ મન,
ભણે નરસઇયો વઇશ્નવ કહીએ હરીને વહલાં હરીજન.

પદ ૮૧

ઓ રાણાજી જીવનો સંગાથી હરી વીના કોઇ નથીરે;
મારે પ્રભુ ભજવાની હામ મારે હરી ભજવાની હામરે.
ઓ રાણાજી એક રે ગાયોનાં દો દો વાછડાં રે;
તેમનાજુદાજુદાલેખ (૨) એકરેવાછડોશીવઘેરપોઠીયોરે.
બીજો ઘાંચીડાને ઘેર હો રાણાજી જીવનો સંગાથી;
ઓ રાણાજી એક રે માટીનાં દો દો માટલાં રે,
હાંરેતેમનાજુદાજુદાલેખ(૨)એકરેમાટલુજશોહામાતાનુંરે
બીજુતે કલાલને ઘેરરે હો રાણાજી જીવનો સંગાથી.
ઓ રાણાજી એકરે વેલાનાં દો દો તુમડાંરે;
હાંરેતેમનાજુદાજુદાલેખ(૨)એકરેતુમડુંસાધુસંગમાંરેજી
બીજું રાવળીયાને ઘેરરે હો રાણાજી જીવના સંગાથી
ઓ રાણાજી રે એક રે માતાના દો દો બેટડા રે જી,
તેમનાતેજુદાજુદાલેખ(૨) એકબેઠોચોરાશીધુણીએરેજી.
બીજો તે લખચોરાશી માંહ્યરે રાણાજી જીવનો સંગાથી
ઓ રાણાજી એક રે વાંસની દો દો વાંસળી રેજી,
તેમનાજુદાજુદાલેખ (૨) એકરેવાંસળીજશોહામાતનીરે,

બીજી વાદીડાને ઘેરરે હો રાણાજી જીવનો સંગાથી,
ઓ રાણાજી રોહીદાસની ચેલી મીરાં બોલીઆં રે જી,
હાંરેકેમારેકરવોરેસાધુસંગ(ર)સામળીયાસાધુના સંગમાંરે
જેથી ચડે ચોઘણો રંગ, રેહો રાણાજી જીવનો સંગાથી
હરી વીના કોઇ નથી રે.

પદ ૮૨

કક્કો.—છપયાછંદ.

કક્કા કર સદગુરૂનો સંગ, રૂદે કમલમાં લાગે રંગ,
અંતરમાં અજવાળુ થાય, મન માયાથી દુર પલાય;
લિંગ વાસના હોએ ભંગ, કક્કા કર સદગુરૂનો સંગ.૧
ખખ્ખા ખરેખરી છે વાત, તે શ્રીમુખે કહી સાક્ષાત,
જ્ઞાની મુનિ જોગી જતી,ગુરૂ કિરપા વિના સિદ્ધિ નથી;
જન્મમરણની મટશે ઘાત, ખખ્ખા ખરેખરીછે વાત.૨
ગગ્ગા ગુરૂની સેવા કરો, પરનિંદા પરધન હરો,
પ્રપંચ તે પડવાનો ઠામ, સાચે રાચે સિતારામ;
એ શિખામણ ચિત્તમાં ધરો, ગગ્ગા ગુરૂની સેવા કરો.૩
ઘઘા ઘણું કહે શું થાય, ભવ તરવાનો ઉપાય,
સમજીને સંશય ટાલવા, બાહ્યાંતર હરિ ભાળવા;
જોતાં જીવ દશા તો જાય, ઘઘા ઘણું કહે શું થાય. ૪

નન્ના નિર્મલ તેની દશા, જેને હરી રૂદિયામાં વસ્યા,
પોતાના અવગુણને હણે, પરના તો રૂદિયે નવગણે;
કોના દોષ ન દેખે કશા, નન્ના નિર્મલ તેની દશા. ૫
ચચ્ચા ચિત્તમાં ચેતી લે, માથે મરણ તણો છે ભે,
કાય ઉપર તાકે કાળ, મહા પારધીએ માંડી જાળ;
તેમાં હરિ રાખે તો રહે, ચચ્ચા ચિત્તમાં ચેતી લે. ૬
છચ્છા છે માયા ગુણમયી, બળવંત પણ દીસે નહિ,
દાનવ માનવ ને દેવતા, આધીન થઇ સૌએ સેવતા;
હરિજન આગે હારી રહી, છચ્છાછે માયા ગુણમયી.૭
જજ્જા વિરલા જાણે ભેદ, માયા પ્રપંચ વિધિ નિષેધ,
તે માયાનું તજવું માન, માયાપતિ ભજવા ભગવાન;
અંતરમાં ઉપજે નિર્વેદ, જજ્જા વિરલા જાણે ભેદ.૮
ઝઝા ઝાંખી જોને જેહ, વણુ વાદળ જ્યાં વરસે મેહ,
વિના સરોવર અંબૂજસાર, વિનાભમ્મર ઉડે ગુંજાર;
વિના અર્ક અજવાળું જેહ, ઝઝા ઝાંખી જોને તેહ. ૯
નન્ના નામ નાવ છે સાર, જે બેસે તે ઉતરે પાર,
કાળ કર્મ નહિ લાગે લેશ, છે આનંદી હરિનો દેશ;
તે પદને પામે નિરધાર, નન્ના નામ નાવ છે સાર. ૧૦
ટટ્ટા ટેક જનમનો ટળે, અંતરજામી ઘટમાં મળે,

નાના મોટા હરિના ઘાટ, કાંઈ સુક્ષ્મને કાંઇ વૈરાટ;
હરિને ભજતાં હું પદ મળે, અંતરજામી ઘટમાં મળે ૧૧
ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક, જ્યાં ન મળે બીજાની બીક,
નિર્ભય નારાયણનો વાસ, પ્રેમ ધરીને રાખે પાસ;
સમજું માની લેને શીખ, ઠઠ્ઠા ઠેકાણું છે ઠીક. ૧૨
ડડ્ડા ડહાપણ મુકી દે, સદગુરૂને શરણે જઈ રહે,
વચનતણો રાખી વિશ્વાસ, કુકલ્પનાનો કરજે નાસ;
ઉપાધિથી અળગો રહે, ડડ્ડા ડહાપણ મુકી દે. ૧૩
ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું, રૂડા પુરૂષને રૂદિયે રહ્યું,
સમજ્યા તેણે લીધો સાર, ગાફલ નરતો ખાશે માર;
જોતામાં જોબનતો ગયું, ઢઢ્ઢા ઢોલ વગાડી કહ્યું. ૧૪
રેણા રણ ચોરાશી તણું, તેનું વ્યાજ વધે છે ઘણું,
હાણું ગણમાં ડુલી ગયો, દેવાળું કાઢીને રહ્યો;
જમ કિંકર કરશે તાપણું, રેણા રણ ચોરાશીતણું. ૧૫
તત્તા તારૂં આપ તપાસ, કયાંથી આવ્યો કયાં તું જાશ,
ખેપ કરીને ખોળી કાઢ, હરીફ હોયતો લાગે હાથ;
મુરખના મનમાં નહિ ત્રાસ, તત્તા તારૂં આપત પાસ૧૬
થથ્થા સ્થિરતો રહેવું નથી, કોણ રંક કોણ પૃથ્વિપતિ
આજ કાલમાં જાવું સહી, કોટિ ઉપાયે રહેવું નહિ;

ભાવ ધરી કમળાપતિ,થથ્થા સ્થિરતો રહેવું નથી.૧૭
દદ્દા દેહ દેવળમાં દેહ, સેવક થઇને કરને સેવ,
પ્રેમ પુષ્પને ચંદન હાર, જ્ઞાનદીપક ઘટમાં અજવાળ;
અંતરનો ટાળે અહમેવ દદ્દા દેહ દેવળમાં દેવ. ૧૮
ધધ્ધા ધરજે ધરણુ ધીર, વાચ કચ્છ વશ રાખે વીર,
શબ્દ તણી ગરજે સમશેર, શત્રૂ દળમાં પાડે ભેર;
સદગુરૂ બખ્તર પહેરે શરીર,ધધ્ધા ધારણ ધરજેધીર૧૯
નન્ના નિશાન ગુરૂનું હેય ધીર વીર પગ રોપી રેય
કાયર નરનું નહિ ત્યાં કામ, શુરવીરનો સાચો સંગ્રામ
જીત્યાનિરગુણ જગમાં જેય,નન્ના નિશાનગુરૂનુંહેય ૨૦
પપ્પા પુરાની જે પ્રીત, મેરૂ ચળે પણ ન ચળે ચિત્ત,
ધ્રુવની પેરે અવિચળ રહે સ્તુતિનિંદા તે સુખ દુઃખસહે
નારાયણને નિરખે નિત, પપ્પા પુરાની એ પ્રીત ૨૧
ફફા ફોગટ તે કોણ ફરે સચેત થઇ હરિ સ્મરણ કરે
જનમ મરણમાં આવે નહિ જેનું મન વશિયું હરી મહી
જઠરા પાસન નિસ્ચે કરે, ફફા ફોગટ તે કોણ ફરે. ૨૨
ભભ્ભા ભજન થકી ભય ટળે નિસ્ચય કાળ કરાડનગળે
ભેખ ધારે જો સિદ્ધ થાય, ભાંડ ભવૈયા વૈકુંઠ જાય
જેવો ભાવ તેવા હરિફળે, ભભ્ભાભજનથકી ભયટળેર૩

મમ્મા માયા મનની જાણ; મારૂ તારૂ ખેંચા તાણ,
સઘળે સરખો આતમરામ, સાંધા વાંધા મનનું કામ;
માટે મન હરિચરણે આણ,મમ્મામાયામનનીજાણ.૨૪
જજ્જા જીવપણું જેહને સંશય શોક સદા તેહને,
આતમ બુદ્ધિ ન ઉપજે કદા, આશા તૃષ્ણા આપદા;
દેહ દરશી દેખે દેહને, જજ્જા જીવપણું જેહને. ૨૫
રેરા રામ ભજનમાં રહે, બીજું બકવું મુકી દે,
વળતો શીવ વદે છે વાત, નીર વલોવે ન આવે સ્વાદ;
હરિનુ હારદ હેતે ગ્રહે, રેરા રામ ભજનામાં રહે. ૨૬
લલ્લા લે તું આતમ લાવ, ફરી ફરી નહિ આવે દાવ,
જીતી બાજી હારિ નહી, સમજુને શીખામણ કહી;
હવે ન ચુકીશ આવ્યો દાવ, લલ્લા લેતુંઆતમલાવ ૨૭
વવ્વા વેદ વચન નિરધાર, જે પ્રીછે તે પામે પાર,
ઉંચ નીચનો અંતર નથી, સમજ્યાતેપામ્યા સદગતિ,
સંશય સૌ તજવોઅહંકાર,વવ્વાવદેવચનનીરધાર. ૨૮
શશ્શા સાધન સર્વે થયું, જેનું ચીતહર ચરણે રહ્યું,
હરતાં ફરતાં હરિનું ધ્યાન, તપ તીરથ તેને બહુ દાન;
કોટિ વિઘનભય દુષ્કતગેયું,શશ્શાસાધનસર્વેથયું. ૨૯
ખખા ખાંડનાં બીબાં ભરે, કોયલ કાગડો કંજર કરે,

મીન મગર બહુ જળચર જાત, જેવું બીજું તેવી ભાત
મિસરી જોતાં તો મન ઠરે, ખખા ખાંડનાં બીબાં ભરે ૩૦
સસ્સા સઘળે સુંદર શ્યામ, હરિ વિના નહિં ઠાલોઠામ
અનેક રૂપે એનાં નામ, આદે અંતે એકજ રામ;
જોસમજેતોપુરણ કામ,સસ્સા સઘળે સુંદર સ્યામ. ૩૧
હહા હરિ ભર્યા ભરપુર, દોષ કર્મ તો રહેશે દુર,
રવિનીરજની નહિ કોકાળ, તેમ આતમાપુરણ ભાળ;
નિર્મળનયણેનિરખોનુર; હહા હરિ ભાળો ભરપુર.૩૨
સૌ અક્ષર સંપુર્ણ થયા, હરી ગુરૂ સંતે કીધી દયા,
અક્ષર અક્ષર આતમબોધ, જો સમજે તો ટળે વિરોધ;
સંવતઅઢારબત્રીસાસાલ,ચૈતરસુદસાતમસોમવાર ૩૩
સદેસર સાધુનું ધામ ઠાકોર કુંજ બિહારી નામ.
પ્રીતમ પ્રેમે અક્ષર કહ્યા હરિ ગુરૂ સંતે કીધી દયા ૩૪

### ઉપદેશ પદ ૮૩

દેહ મનુષ્ય ધરી, હરિ ના જાણ્યા તેણે સરવસ ખોયું;
મારા વાલાજી, મહા મણી મુકીનેપથ્થરચીતપ્રોયું. ટેક.
તેં અમરત ઢોળી વિષ પીધું,
તેં હાથે કામ કુડું કીધું;
તેં મિથ્યા માતને દુઃખ દીધું. દેહ મનુષ્ય ધરીએ ૧

તને જાળવીઓ જઠરામાંહી,
તારૂં રક્ષણ કર્યું પ્રભુયે તાંહી;
તેને સંભાર્યા સ્વપને નાહિ. દેહ મનુષ્ય ધરી૦ ૨
તેં જગતપતીને,નવ જોયો,
કલ્પવૃક્ષ તજી બાવળ બોયો;
તેં ઉત્તમ જન્મ એળે ખોયો. દેહ મનુષ્ય ધરી૦ ૩
એની વેહ અશુદ્ધ અશુદ્ધ વાણી,
જેણે પ્રીત પ્રભુ શું નવ આણી;
એ અધમ જુત પામર પ્રાણી. દેહ મનુષ્ય ધરી૦ ૪
એને કૃતઘ્ની સરખા કહીએ,
તેના સંગે તે સરખા થૈયે;
કહે પ્રીતમ એથી અળગા રહીએ.દેહ મનુષ્ય ધરી૦ ૫

રાજીયા પદ ૮૪

જાગો જાગો જીવ લાડકા રે, તમને દેઉં છું શીખ;
કહ્યા પ્રમાણે જો ચાલશો, ત્યારે તમને છે ઠીક–
રામ રટોને કોઇ રંગમાં. ટેક.
લક્ષ ચોરાશીની વાટમાં રે; ધર્યા બહુ અવતાર;
મનખો મળ્યો ઘણી મહેનતે, નથી વારંવાર. રામ૦
કોઇ આગળ કોઇ પાછળે રે, જાવું જાવું જરૂર;

રહ્યું નથી ને રહેસે નહીં, રાંક રાણાને સર. રામ૦
નિવ્રત્તિ કહે છે નાથને રે, નહીં માનો મારી વાત;
પડશો પ્રવ્રત્તિના પાસમાં, પછે પશારશો હાથ. રામ૦
ન્હોય કુટુંબ એ તાહરૂં રે, રટો રામ મુકી લાજ;
રણ સંબંધે આવી મળ્યું, લેણા દેણાંને કાજ. રામ૦
ન્હોય તરૂણી એ તાહરી રે, દાખે સ્વલ્પનું સુખ;
વીકાર તેથકી વાધશે, પછી દાવાનળ દુઃખ. રામ૦
પુત્રને પેટ પિતા આવતા રે, પિતાને પેટ પુત્ર;
અદભુત ખેલ એ રામનો, એમ ચાલ્યું ઘરસુત્ર. રામ૦
પાળી પોષીને મોટા કરે રે, જીવને આણીને શોષ;
તે પુત્ર મુખ મેલે દેવતા, જુઓગણનાભાઇ દોષ.રામ૦
છળ પડે છે એક એકથી રે, એવા માયાનો ઘોળ;
અન્યો અન્યે પળગી રહ્યું, માટે જાય ઘરબોળ. રામ૦
કાયા પરપોટો છે નીરનો રે, ફુલ્યો ફુટીને જાય;
ગુરૂ ચરણ પ્રતાપથી, નરભેરામ જસ ગાય. રામ૦

રાજીયો-પદ ૮૫

જુઓને નીર ઝાકળતણું રે, દેખે છે સઉ લોક;
પળ પછી કાંઇ ના મળે, એમ જોબન છે ફોક-
રામ રટોને કોઇ રંગમાં. ટેક.

નિવ્રતીરાણી એમ બોલિયાં રે, મને નાથનીછે ભાળ;
કહ્યું કરો તમે કંથજી, ફરી નહિ આવે તાલ. રામ૦
નાટક વિષ્નુએ રચ્યું જ્યારનું રે, ચીતર્યા ચૌદ માળ;
અથડાયો છે જીવ ત્યારનો, વેઠ્યા કોટીક કાળ. રામ૦
સતીતણું કહ્યું સાંભળી રે, લાગ્યો રામનો રંગ;
દશકો નિવ્રતિનો વહી ગયો, પછીપ્રવ્રતિનોસંગ.રામ૦
સંતાન થયાં નિવ્રતિને, પ્રાણ પુરૂષને સંગ;
ધર્મ સંતોષ વડા દીકરા, જેનો અદભુત રંગ. રામ૦
શાંતિ સંતોષની નાર છે રે, દયા ધર્મને શરણ;
વિંત્રક વેરાગ્ય વિચારજી, પુછે વહાલાંનેત્રણ. રામ૦
જ્ઞાન વહુ છે વૈરાગનાંરે, ક્ષમા વિવેકની નાર;
અક્કલ વહુ છે વિચારનાં, એક સુરતી કુમાર. રામ૦
એતો પરવાર નિવ્રતિનોરે સંકેતમાં કહેવાય;
ગુરૂ ચરણ પ્રતાપથી, નરભેરામ જશ ગાયા રામ૦

રાજીયો—પદ ૮૬

પ્રવ્રતિ રાણી પછે બોલિયારે, હોય તમારા ઢંગ;
હશારત થશે તમ તણી, નવ કરો એનો સંગ—
રામ રટોને કોઇ રંગમાં. ટેક.
નવ કરો કહ્યું શોકયનુંરે, તમને દઉં છું શીખ;

જોગી કર્યાની આશા એહને,કંઇનેમંગાવીભીખ. રામ૦
અકબરશાહને એ મળીરે; કરી મુકયો ફકીર;
ટુકડા માગતો તેને કર્યો, ઉતાર્યું માપ નીર. રામ૦
વાણી મધુરી મુખ ઓચરીરે, દાખ્યું સ્વલ્પનું સુખ;
રળતાં ખપતાં દિન૯હિગયા, પછીવળીગયુંમુખ. રામ૦
સ્વેત કેશો ત્વચા લડબડીરે, આવ્યાં નેતરે બેતાળ;
દંતપુરી તો ઉજડ થઇ, આવ્યો ઢુકડો કાળ. રામ૦
લોભ પ્રવ્રતીનો દીકરોરે, જેની લાલચ નાર;
ક્રોધ અરિષા કામની, ત્રૃષ્ણા એક કુમાર. રામ૦
જમને મારે ઝાડો થાય છેરે, આવ્યા આગળ કર્મ;
કોઠો ચોખાળો બીજો કહે, કોઇ જાણે નહી મર્મ રામ૦
જમને મારે આંસુડાં પડેરે, દેખી વહાલાંને રોય;
ઝડ લાગી છે માંહે જમની, તેતો જાણેનહિકોય. રામ૦
સાથ પ્રવ્રતિનો સહુ ગયોરે, આવી નિવ્રતી નામ;
ગુરૂના ચર્ણ પ્રતાપથી, રટો નરભા શ્રી રામ. રામ૦

રાજીયો–પદ ૮૭

જીવ ગયે સુનુ સઉ થયુ રે કાયા નગ્ર સુનકાર;
દસ દરવાજા બંધ થયા, તુટયા શ્વાસના તાર–
રામ રટોને કોઇ રંગમાં. ટેક.

મુવા જીવને રોતું નથીરે, રડે સ્વારથ સાઇ;
પોત પોતાનું સરવે રડે, પ્રગટ આપુ છું ગાઇ. રામ૦
રડે તરૂણી કેવું કહીરે, છુટા મુકીને કેશ;
ગયું મણીતળ માહરૂં, જાણિને બાળે વેશ. રામ૦
સાસરવેલી શું કહી રડેરે, પુત્રી સુખ બહુ પેર;
હાવે અમોતે શું કરૂ, પરૂણા કર્યા કેર. રામ૦
ઓથને માટે રડે બંધવોરે, ભુજ લેલાટ લગાઇ;
રણમાં મુકયો મને એકલો, તને ઘટે નહી ભાઇ. રામ૦
માત પિતા કેવું રડે રે, પાળે ઘડપણ મારૂં રે;
પુત્રી ભગની કેવું રડે, સાસરવાસાને સારૂં રે. રામ૦
પુત્ર માબાપને કેવું રડેરે, નથી દામ રતિ રેખ;
દિવસપાણી થશે શા વડે, નથીઆળોરહ્યોએક. રામ૦
જમશે કે શહેશે ભુખનેરે, જટશે જમતો માર;
તેમાંનું કોય કેહેતુ નથી, માટે જુડો પોકાર. રામ૦
સવારથે સરવે રેડેરે, વળી કાંઇ લોકાચાર;
જન નરભા રટો રામને; નહિતો ખાશો પેજાર. રામ૦

રાજીયો—પદ ૮૮

કડિયા સુતાર સલાટનેરે, ઘણો દાખ્યો છે દામ;
ગગનમાં મહેલ ગાજી રહ્યા, રટયા નહિ કહિ રામ—
રામ રટોને કોઇ રંગમાં. ટેક.

મોહોલ કરાવ્યા મોકળારે, બહુ બારીયોના ઠામ;
ઓચિંતા ઉઠીને ચાલિયા,નથીપોહોચીકાંઈહામ. રામ૦
આવો હીચોળાખાટ હીંચીયેરે, રવી ઉગમને ભાણ;
સુખ તમારાં સંભારતાં, મને વાગે છે બાણ. રામ૦
અચકે બનાનો બાંધી રહીરે, ઘણો ઓઢયાનો પ્રેમ;
કેડયો તેની ભાગી નથી, રહી એમની એમ. રામ૦
શાલો લીધી છે મોઘા મુલનીરે, લિલા પીળાં છે રંગ;
ઓઢી પેહેરીનથી નીસર્યા, નથી અડકાડીઅંગ રામ૦
સ્વામી તમે છો ભુખાળવારે, જાણુ તમારી વાત;
વહાણું વાયાની વેળા માગતા, દુધીસાકરનેભાત રામ૦
ચાર દીવસ જતા જાતરારે, ખાવાં રાખતા સાથ;
લાંબે પંથે તમે ચાલીયા,કાંઈએમાંર્યુંનહીસાથ. રામ૦
ધન ધરતિમાં ગાડયાં રહ્યાંરે, સાથે લીધુ ન કાંય;
તે ધનને કયારે કાઢશો, તમે ત્યાંહાં અમેઆંહ્ય. રામ૦
તડકે તમે નથી નીસર્યારે, ઘણું કોમળ મુખ;
સાણસીએ જમડા ચુંટશે, કેમ વેઠશો દુઃખ. રામ૦
ચાર વહુઓને ચાર દીકરારે, નામે ચર્ણમાં શીશ;
શા માટે મુખ નથી બોલતા,એવડી શીછે રીસ. રામ.
ઓચિંતા ઉઠીને ચાલિયારે, તેનો શો કહું વિવેક;

બીડી આપુ મારા હાથની, લેતા જાઓને એક. રામ૦
જોતા જોતામાં ચાલી ગયાંરે, કંઇ બાપના બાપ;
જીવની સાથે એ સંચરે; એક પુન્યને પાપ. રામ૦
ગરૂ છોટાલાલ પ્રતાપથીરે, જાગી નરભા તું જોય;
લેણુ દેણે આવિ મળ્યું, નથી કેનું હવે કોય. રામ૦

પદ ૯૦

( નાથ કહેશે ગજકો બંધ છોડાયો ) એ રાગ.

નાથ તમે જાનત હો સબ ઘટકી,
મીરાં ભક્તી કરે પર ઘટકી;
નાથ તમે જાનત હો સબ ઘટકી.
મીરાં ભક્તી કરે પરઘટકી;
નાપ તમે જાનત હો સબ૦ ટેક.
ધ્યાન ધરી મીરાં ફેર સમરલો,
સેવા કરે રઘુવરકી;
સાલીંગરામકું ચંદન ચડાવત,
ભાલ તિલક બીચ ટપકી નાગ તમે૦ ૧
કૃષ્ન મંદીરમાં મીરાંબાઈ નાચત;
તાલ મરદંગ વાગે ચટકી નાથ. તમે૦ ૨
રૂમ ઝુમ પાએ ઘુઘરૂ બાજત,

લાજ ખોલો ઘુંઘટકી. નાથ તમે૰ ૩
વિખના પ્યાલા રાણાજીએ ભેજ્યા,
સાધુ સંગાથે મીરા અટકી નાથ તમે૰ ૪
કરી ચરણામ્રત પી ગયાં મીરાં,
શીશી બની અમ્રીતકી. નાથ તમે૰ ૫
ઘરકી નીકળી ચલીરે કેહારે,
સિરપર ગાગર મટુકી. નાથ તમે૰ ૬
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
જેસી દોરિ ખેલત નટકી. નાથ તમે૰ ૭

પદ ૯૧

રણછોડજીની તથો.

સખી પડવે પુરણ બ્રહ્મ. જે કોઇ જાણેરે,
રૂડો રણછોજીનો ધરમ વેદ વખાણેરે,
સખી બીજે બોડાણોજી બોલ કહે છે એવારે,
રાખશો તો રહેશે તોલ, ઉપજે એવારે,
સખીં ત્રીજે તુલસીનાં વન, પ્રભુને પ્યારારે,
હાથમાં વાવે હરીના જન, શોભે સારારે,
સખી ચોથે ચાલા જાય વસમી વાટેરે,
રૂદીયામાં રણછોડરાય મળવા માટેરે,

સખી પાંચમે પળા પંથ તડકા તનમાંરે,
શેવા કરે હરિના જન મારા મનમાંરે,
સખી છઠે છાપાં અંગ ધણીનાં ધરીયાંરે,
રાખે રૂદીયા સાથે રંગ હવે મન હરીયાંરે,
સખી સાતમે સુંદર સ્યામ મોહન મળીયારે,
હુંતો આવીશ તમારે ગામ ફેરા ફળીયારે,
સખી આઠમે જોડી વહેલ બળવંત બેડારે,
પુરવ દેશમાં કરી મહેર પંથમાં પેડારે,
સખી નુમે નમવા જાય આણી રાખેરે,
સેવક સુતા સાંગીમાંય હરી રથ હાંકેરે,
સખી દશમે આવ્યા ડાકોર, હરજી રસીયારે,
તે ઠેકાણે ઠાકોર, વ્હાલો મારો વસીયારે,
સખી એકાદશીના દન ગુગરી ઘેરારે,
મધરાતે આવ્યા મહારાજ હેરણુ હેરયાંરે,
સખી બારસે બાંધા છે માલ સેવકથી છાંનારે,
સોનું તો સવાવાલ પુંજીમાં પામ્યારે,
સખી તેરશે ગુગળી ઘેર પાછા ફરીઆરે,
મધરાતે આવ્યા મહારાજ કારજ સરીયારે,
સખી ચઉદશે ચરણાંમ્રત પ્રેમે પીધાંરે,

હરી કઠણ થયા નંદલાલ સંદેશો ન કીધારે,
સખી પુનમે પુજા થાય સોભા સારીરે,
દરશાન કરવાને જાય નરને નારીરે,
સખી પંદર તથો સાતવાર જે કોઇ ગાશેરે,
તેને મલસે દવારકાનો નાથ વઇકુંઠ જાસેરે.

પદ ૯૨

આરતી.

જે રણછોડરાયા જે રણછોડરાયા,
આરતીકીજેમહારાજાનીલોપેનવમાયા, જે રણછોડ ટેક
મોર મુગટ શીર છત્ર બીરાજે,
મણી માણેક ચળકે જોને મણી૦
પુસ્પ બહુ મુગતાના, તોરા ચરણ સુધી લળકે.
જે રણછોડ ૨
પાઘ કસુંબી ઝીણા સર બંધ છોગાં બહુ વરીયાં (૨)
તીલકલીલાટહીરામાણેકમોતીબહુભરીયા, જેરણછોડ ૩
કેસરી આડ મકરાકૃત કુંડળ, દધીસુત બેઉજડીયાં, (૨)
એકકટાક્ષે ભ્રકુટીકેરાં ત્રણ ભોજનઘડીયાં, જે રણછોડ ૪
અમુલ વરની આંખડલી, ધર્યું ચુંબક ગાલે, (૨)
શુખારબીંદ તણીશી શોભાકેસરછે લાળે, જેરણછોડ ૫

અમુલ્ય હીરા હોઠ બીરાજે, કોટી રવી ચળકે, (૨)
કૌસ્તુભ મણી કંઠમાં ઓપેમાળાબહુલળકે,જેરણછોડ ૬
અનેક આભુષણ રત્ન હીમનાં પુસ્પની માળા, (૨)
તુળસી હાર ચડાવેપ્રભુને તેજનબહુવાલા, જેરણછોડ ૭
જરકશી જામો અંગે સોહે, વીવીધ બહુ ભાતે, (૨)
ઈંદ્રાદીક બ્રહ્માદીક સર્વે સ્તુતી કરે ખાતે, જેરણછોડ ૮
ચતરૂભુજ પુરૂષોતમ પુરણ અવીનાશી નામે, (૨)
શંખ ચક્ર ગદા પદ્મબીરાજેવદક્ષણવામે, જેરણછોડ ૯
કટી મેખલા પીતાંબર ઉપર, બાંધ્યાં છે પટકે; (૨)
દીનોનાથદીસેછે દયાળુ અજબઅન્યોલટકે, જેરણછોડ૧૦
ચરણ કમળ આનંદ સાગર, શેવક સુખકારી; (૨)
જેજનઆવીનીરખેપ્રભુનેદુઃખકાપેભારી, જેરણછોડ૧૧
છડી વાંસળી નેપુર ઓપે, નટવરને વેશે; (૨)
ગોપ થઇને ગાયો ચારી ગોપી રમ્યારાશે, જેરણછોડ૧૨
જે પ્રભુ આપ અનાથનો નાથ, તે ડંકપુર વાશી; (૨)
ડાકોર નાથ થઇને બેઠા પોતે અવિનાશી, જેરણછોડ૧૩
આઠે શીખર ગોડીધર ઉપર ચોઘડીયાં વાગે; (૨)
નોબતશબ્દ શુણેજેપ્રાણી,દુઃખતેનાંભાગે, જેરણછોડ૧૪
દરશાન દીનાનાથ દયાળુનાં જે આવિ કરશે; (૨)

કોટીજનમનાંપુરણપ્રાશ્ચિીતતેપળમાંહરશેજેરણછોડ૧૧

આરતી એ પુરશોતમ કેરી પ્રેમ ધરી ગાશે,

જે કોઇ પ્રેમ ધરી ગાશે;

સુખ સંપતપામી તે પ્રાણી વઇકુંઠેજાશે, જે રણછોડ ૧૬

પદ ૮૮

શ્રી રામચંદ્રજીના ધ્યાનની સ્તુતિ.

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજ મન હરણ ભવ ભય દારૂણં,
નવ કંજ લોચન કંજ મુખકર કંજ પદ કંજારૂણં,
કંદર્પ અગણિત અમિત છબિ નવનિલ નિરજ સુંદરં,
પટ પિત માંનહુ તડિત રૂચી સુચી નૌમી જનકસુતા વરં,
શિર મુકુટ કુંડલ તિલક ચારૂ ઉગાર અંગ વિભુષણં,
અજાન ભુજ શર ચાંપધર સંગ્રામજીત ખર દુખણં,
ભજ દિનબંધુ દીનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદ કંદ કૌશલ્યચંદ દશરથનંદનં,
ઇતિ વદત તુલસિદાસ શંકર શેષ મુનિ મનરંજનં,
મમહ્રદય કંજ નિવાસ કરૂ કામાદિ ખળદળ ગંજનં,



